૨૨૫૨

# અહિલ્યાબાઇ હોલકર નું ચરિત્ર*

રાવ બાહાદુર રાવજી વિઠલ પુણેકરના મરાઠી પુસ્તકનું તેમની પરવાનગીથી ભાષાંતર

પરમાનંદ ભોળાભાઈ મુનશી.

વડોદરા શહેરના ફર્સ્ટ કલાસ મુનસીફે કર્યું.

તે

ઠક્કર રણછોડલાલ મોતીરામે

છપાવી પ્રસિદ્ધ કર્યું.

પ્રથમ આવૃત્તી.

(નકલ ૧૦૦૦)



અમદાવાદ

આસ્ટોડિયા ચકલાની સડક ઉપર

શેઠ. માણેકલાલ જેઠાભાઈનામકાન મધ્યે

"આર્યોદય પ્રેસ"માં છાપ્યું.

સવંત ૧૯૪૦ શ્રમ્હં સંવત ૫૫ ઈસવીસન ૧૮૮૪



કીમત આઠ આના.

૨૨૫૨

## શુચના.

આ પુસ્તકને પ્રસ્તાવનાની માહારા તરફથી જરૂર નથી, કેમકે મુળ ગ્રંથની પ્રસ્તાવના આમાં છેજ.

એટલું જણાવવું અગત્યનું ધારૂ છું કે, ખરેખર આચરિત્ર દરેક કુટુંબની ખાનગી પુસ્તકાલયમાં રાખવા જોગછે. આ માહારા કેહેવાને આ પુસ્તક વાંચેથી પોતાની મેળે ખાત્રી થશે.

હાલમાં અપાતી કન્યાશાળાઓની કેળવણીમાં જો આ પવિત્ર અહિલ્યાબાઇ ચરિત્રનું શીક્ષણ આપવામાં દાખલ થશે તો, તે બાળકીયોને દુનિયાદારીનું વ્યવ્હારિકકામ કરવામાં આગલપર માટે અછો ધડો સીખ્યા જેહેવું થવા સરખું છે.

મરાઠી આ પુસ્તકની કીમત. રૂ ૧) રખાયલીછે. પણ મહારી ગુર્જર બેનોમાં સારી રીતે પ્રસાર થાય, ને સર્વેને લાભ લેવાનું બની શકે એ માટે મેં એની કીમત નિમે રાખેલી છે.

આ અહિલ્યાબાઇ હોલકરનું ચરિત્ર મરાઠીમાં રાવ બાહાદુર રાવજી વિઠલ પુણેકર સાહેબે લખી પ્રસિધ્ધ કરેલું તેનું ભાષાંતર ગુજરાતી ભાષામાં કરી છપાવવા મને તેઓ સાહેબે પરવાનગી આપવાથી તેમનો આભાર માનું છું.

વડોદરા ઠેકાણું કોઠી પોળ }
તારીખ ૧. આગષ્ટ શને૧૮૮૪ }
પરમાનંદ બો० મુનશી.

---

# પ્રસ્તાવના.

આ આર્ય દેશમાં મહાન પતિવ્રતા જેહેવી રાજ્યકી શૌર્યથી નીપૂણ એહેવી સ્ત્રીઓ બહુ થઈ ગઇયો, અને હાલમાં પણ કેટલીએક હશે, પણ એહેવી સદ્ગુણી સ્ત્રીઓનુ વૃતાંત લખી મુકાવાનો આર્ય લોકમાં ઘણું કરીને ચાલ ન હોવાથી એહેવી સ્ત્રીઓના નામનો ને કીર્તિનો બીલકુલ અસ્ત થઈ જાય છે; એટલુંજ નહીં પણ તેમના સદાચરણનો દાખલો લઇ બીજી સ્ત્રીયોને તે પ્રમાણે ચાલવાનો માર્ગ પણ બંધ થાય છે, એ કારણથી આર્ય દેશમાં કેટલું નુકશાન છે, એ વિષે સુજ્ઞ લોકોને વીવેચન કરી બતાવવાની જરૂર છે એમ નથી.

હોલકરના ઘરમાં અહિલ્યાબાઇ એ નામની એક સ્ત્રી મહાન પતીવ્રતા, રાજ્યકી, શૌરીને ધાર્મીક થઇ ગઇ તેણીનું ચરીત્ર પૂર્ણ પણે એક ઠેકાણે કોઈયે લખી મુકેલું જણાતું નથી, પણ સરજોન માલકમ સાહેબે માળવાનો ઇતિહાસ લખેલો છે તેહેમાં અહિલ્યાબાઇ વિષે કોઈ કોઇ ઠેકાણે તેમણે વર્ણન કરેલું છે, તે પુસ્તકનું ભાષાંતર રાવ બાહાદુર વિનાયકરાવ જનાર્દન કિર્તનેયે મરાઠીમાં કર્યું છે, તેહેની સાહ્યથી ને કિર્તને ઈંદુરમાં કંઇક વર્ષ હતા ત્યારે તેઉયે અહિલ્યાબાઈ વિષે જે માહીતી મેળવેલી તેમની મદદથી આં પુસ્તક અમે તૈયાર કર્યું છે. આ પુસ્તક વાંચી માહારી દેશી બેહેનો પોતાની વર્તણુંકમાં અહિલ્યાબાઇનો કેટલીક વાતોમાં દાખલો લેશે એવી આશા અમે રાખીયે છીયે.

મીતી આશો સુદી સંવત ૧૯૩૫ | રાવજી વીઠલ પુણેકર.
તારીખ નવેંબર સને ૧૮૭૯ |

---

# અહિલ્યાબાઈ હોલકરનું વૃતાંત.

આ ભરતખંડમાં પ્રાચીન વખતના ઈતિહાસ અને પુરાણો જોતાં મોહોટી મોહોટી પતીવ્રતા, સદ્ગુણી, પરાક્રમી, શુરી, પોતાના દેશનું અને પ્રજાનું નીતિથી સૌંરક્ષણ કરનારી સ્ત્રીયો, જાનકી, દ્રૌપદી, મંદોદરી, દમયંતી, તારામતી, જેહેવી થયેલી જાણુવામાં આવેછે, પણ હાલ થોડા વખતમાં એહેવા ગુણથી પરીપૂર્ણ હોયલી સ્ત્રીઓનાં નામ કોઇક વખતજ સાંભળવામાં આવેછે, આ ઉપરથી આહાવી સ્રીયો અર્વાચીન વખતે આપણા દેશમાં થઈયો નહીં હશે, એમ અમે કહેતા નથી, કેટલીક પતીવ્રતા જેહેવી ઉત્પન્ન થઇયો ને હાલ પણછે, પણ પ્રસંગ અનુકુળ ન હોવાથી તેમનાં નામ પ્રસિદ્ધીમાં આવ્યાં નથી એમ કહેવું પડે છે. તેહેવો અનુકુલ પ્રસંગ પ્રાપ્ત થયો માટેજ અહિલ્યાબાઇ હોલકરણ, બાયજાબાઇ સીંધીયા એમના જેહેવી સ્ત્રીયોનાં નામ પ્રસિદ્ધીમાં આવ્યાં, એમનાં નામ લેતાંજ સાંભળનારના મનમાં પુજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાયછે, ત્યારે હાવા સાંપ્રત કાળની વીખ્યાત સ્ત્રીયોનું વ્રતાંત બીજી સ્ત્રીયોને બોધ થવા સારૂ પ્રસિદ્ધ કરવાં એ આપણું એક કર્તવ્ય કર્મ છે, માટે અહિલ્યાબાઇનું આ વૃતાંત અમારી પ્રીય બેનોને મનોરંજન તથા સદ્ ઉપદેશ થવાના હેતુથી લખ્યું છે.

હોલકરનું કુટુંબ પ્રસિદ્ધીમાં લાવનાર મુખ્ય મલ્હારજી હોલકરછે, હોલકર એ અટક હોલ ગામ ઉપરથી પડેલી એમ દીસેછે. આ ગામ પુના જીલ્લામાં નીરા નદીને કીનારેછે, ત્યાંના એક ભરવાડનો પુત્ર મલ્હારી હતો, એ નહાનપણમાં,

દાભાડેની પાસે કંથાજીકદમ કરીને સરદાર હતા તેમની પાસે બારગીરીની નોકરીમાં રહ્યો, તેહેનું ચાતુર્ય, શૈર્ય તથા ડાહાપણ જોઇ, મોટા બાજીરાવે કદમ સરદાર પાસેથી તેહેને માગી લીધો અને પોતાની ચાકરીમાં દાખલ કર્યો.

પછી મલ્હરાવે કેટલાક પ્રસંગે પોતાનું પરાક્રમ તથા અકલ બાજીરાવના જણાવવામાં લાવ્યાથી ઈસવીસન ૧૭૨૮ માં તેહેને બાર પ્રગણાંની જાગીર આપી, તે વખતથી પેસવાની જે જે ઠેકાણે લડાઈયો થઇ, તે સર્વે લડાઇયોમાં મલ્હારરાવે પોતાનું શૌર્ય તથા ચાતુર્ય વડે પોતાનું નામ વધારે પ્રખ્યાતીમાં લાવી ધણીની પૂર્ણ કૃપા સંપાદન કરી. ને પછી મલ્હારરાવ હોલકરે પરાક્રમથી ઇંદુરમાં પોતાનું રાજ્ય સ્થાપન કર્યું.

મલ્હારરાવનો મુખ્ય સદ્ગુણ ઔદાર્યતાનો હતો, પૈસાની તેહેને ખાતરજ નહીં હતી, તે કહેતો હતો કે, મને જમા ખર્ચમાં કાંઇ સમજણ નથી. જે કોઈ કારભારી, આપ, પૈસો વેંચોછો તે કમી કરો એમ શીફારશ કરે, તેના બોલવાથી તેહેને તરતજ રોષ આવતો. એકાદ શીપાઇનું શૌર્ય જોઈ ખુશી થાય, એટલે મલ્હારરાવ કહેતો કે, એહેની ઢાલ ભરીને રૂપૈયા ઈનામ આપો.

મલ્હારરાવ હોલકરે એહેવી કીર્તિ સંપાદન કરી ચાળીશ વર્ષથી વધારે વર્ષો સૈન્યના અધિપત્યમાં કાહાડયાં અને પોતાની ૭૬ વર્ષની ઉમરે પડયા; તેહેની દહનાદી ક્રીયા ગ્વાલીયરથી ૨૦ કોશ ઉપર થઈ તે ઠેકાણે ગામ વસ્યું છે, તેહેને હાલ મલ્હારગંજ કહેછે.

મલ્હારાવ હોલકરને ખંડેરાવ નામનો એકજ પુત્ર હતો તે પાણી પતની લડાઈ અવલ કંઇક વર્ષે એટલે સન ૧૭૫૪ માં ભરતપુરના રાજ્યમાંના ડીંગ પાસે કુંભેરના કો-

લ્લાને ઘેરો દેતો છતાં લઢાઇમાં પડયો ત્યાં ખંડેરાવના નામના છત્રી બાંધી બ્રાહ્મણ રાખી છત્રીના ખર્ચ સારૂ પાંચ ગામ આપ્યાં.

ખંડેરાવનું લગ્ન સીંદ્ધીયા અટકના કુલીન કુટુંબમાં અહીલ્યાબાઇ નામની કંન્યા સાથે થયું. અહીલ્યાબાઇનો જન્મ સન ૧૭૩૬ સાલે થયો, તેહેનાં મા બાપ ગરીબ સ્થીતીમાં હોવાના કારણથી તેમના વિશેની હકીકત કાંઇ લખી મુકયાનું જણાતું નથી. એથીજ અહિલ્યાબાઈના બાળપણનો અગર શુમારે પેહેલા વિશવર્ષનો ઈતિહાસ કાંઇ મળતો નથી.

અહિલ્યાબાઈનો બાંધો નીચો છતાં અંગથી થોડી પાતળી હતી, રંગ કાળો સાંમળો છતાં અંગનો બાંધો સારો હતો, જો તે જાઝી રૂપાળી નહોતી તોપણ તે ગુણવાળી હોવાથી તેણીને, સ્વરૂપના દેખાવ કરતાં તેણીના અંગના સદાચાર, સ્વદેશ ભક્તિ પ્રજાપાલન ઇચ્છા. ઔદાર્ય, નીતિ વિગરે સદ્‌ગુણના પ્રભાથી તેણીને લોકોમાં હેવું ફુટડાપણું પ્રાપ્ત થયું હતું. તેણીનું સત્યપણું, જોવાની, બોલવાની, બેસવાની ને ચાલવાની ઢબ સ્વાભાવીક એહેવી હતી કે, બીજાના મનમાં તેણીના વિશે તત્કાળ પુજ્ય બુદ્ધિ, ભવ પ્રિતિ અને શેવ્ય ભાવ ઉત્પન્ન થતો, તેણીના નાગનાં કિર્તિ રામેશ્વરથી હિમાલય સુધી ગાજેછે, તે ઉપરથી અમારા કહેવાની સત્યતા નીર્વિવાદ પણે સાબિત છે.

ખંડેરાવ લડાઇમાં મરણ પામ્યાથી અલ્પ વયમાં અહીલ્યાબાઈને ઘણુંજ દુઃખ થયું; પરંતુ તેહેના સસરા મલ્હારરાવને જો કે એકનો એક પુત્ર ખંડેરાવના વિયોગનું બહુ દુઃખ થતું હતું, તોપણ એણીના અંગમાં બાળપણથી સદગુણના અંકુર જોઇ તેહેની મગતા અહિલ્યાબાઇ ઉપર એટલી બેઠી હતી કે, તેણીને જોયાથી પુત્ર શોક થોડો સ-

મય ભુલી, તેણીના દુઃખના કલ્લોલ તેહેના મનમાં આવતા, ને તેણીને શાંત કરવાના જેજે ઉપાય તે તે તે કરતો હતો.

ખંડેરાવ પાસેથી અહિલ્યાબાઇને એક દીકરો ને એક દીકરી એહેવી બે પ્રજા થઈ હતી, તેહેના તરફ જોઇને અને સસરાની અપ્રિતિમાં પ્રીતીનો અનુભવ લઇ અહિલ્યાબાઇ પોતાનો કાળ સદાચરણમાં કાહાડતી હતી, આ પ્રમાણે શુમારે નવ દશ વર્ષો ગુજાર્યો. એટલામાં અહિલ્યાબાઇના દુર્દૈવે તેણીના ઊપર બીજો ઘા દીધો તે એકે તેણે પોતાના ડાહાપણથી અને અકલથી ૪૦ વર્ષ સીપાઈગીરી બજાવી, રંકનોરાવ એટલે મલ્હારીનો મલ્હારરાવ કહેવડાવી લીધું, એ ઇસવીસન ૧૭૬૫ના વર્ષે મર્ણ પામ્યો. આ સમયે તેણીની જે અવસ્થા થઈ તે કહેવાને બહુ કઠણ છે. ધણીના મર્ણથી થયેલું દુઃખ કાળગતીથી કીંચીત્ત અણુરેણું (ઝીણામાં ઝીણું) ઓછું થાયછે તેજ સસરાના મર્ણનો બીજો પ્રસંગ ગુજર્યો.

આ જગતની સ્થિતિ જોતાં એમ જણાઇ આવે છે કે, જે જે સારા માણસો થઇ ગયાં, તે પૈકી ઘણાં એકને અનેક વિપત્તીયો ભોગવવી પડીછે, એ ઉપરથી એમ લાગે છે કે, તેમના ઇમાનની, સત્યની અને બીજા સદગુણોની પરીક્ષા લેવા સારૂ પરમેશ્વર તેમને કસોટીયે ચડાવેછે. પુરાણોમાની વાતો જોતાં જાનકીને બાળપણથી કેટલી વિપત્તી ભોગવવી પડી? પ્રથમ રાવણે હરણ કરી અશોક વનમાં રાખી, ત્યાં બહુ સંકટમાં કેટલોક કાળ ગુમાવવો પડયો, પછી અયોધ્યામાં પાછા આવ્યા પછી ગર્ભવંતી છતાં ફરીશ્રી રામચંદ્રજીની આજ્ઞાથી લક્ષમણે વનમાં એકલી છોડી દીધાથી વાલ્મીક રૂષીના આશ્રમે ઘણા દાહાડા કાહાડવા પડયા. એજ પ્રમાણે દ્રૌપદી, દમયંતી વીગરેને બહુ કષ્ટ ને

હાલ ભોગવવા પડયા, તેમજ અર્વાચીન કાળે તુકારામ વીગરે મોહોટા મોહોટા સાધુ થયા તેમનો પણ લોકોયે બહુ છળ કર્યો. એજ પ્રમાણે અહિલ્યાબાઈના ગુણની પરીક્ષા કરી તેહેનો પૂર્ણ પ્રકાશ પડયો એટલાજ માટે તેણીના ધ્યાનમાં, મનમાં નથી એહેવાં વીકટ સંકટો તેણીના ઉપર આવી પડયાં એમ કહેવું જોઇયે. જુઓ જેમના પ્રીય પતી ભર જુવાનીમાં સ્ત્રી જાતને સેજમાં, કામાદી ભયંકર અને ઘોર વિકાર એમને સ્વાધિન કરી પર લોક ચાલતા થાયછે, તેહેને કેટલું દુઃખ વેઠવું પડેછે ? એ બધાઓને માહિતછે. એહેવા ભયાનક અને અતીવેદનાકારક વૈધવ્ય સાગરમાં પડયાથી કહેવા કહેવા મહાન અનર્થ થાય છે એ કહેવાની જરૂર નથી.

એહેવી અવસ્થામાં સર્વે વાતોની અનુકુલતા છતાં પણ અહિલ્યાબાઈનો પગ કોઈ દીવસ પણ વાંકો પડયો નથી. એટલુંજ નહીં પણ તેણીયે પોતાના પૂર્વવયના દિવસ મોહોટા ધૈર્યથી, શાંતતાથી, સદાચરણથી અને ઇશ્વરશેવનાથી પોતાની પ્રજાના પાલણમાં કહાડી ઉત્તર વયપણ તેહેવુંજ કાહાડયું. આ ઉપરથી તેણીનું મન મુળથી કેહેલુ નિર્મળ અને પવિત્ર હતું, એ સેહેજ લક્ષમાં આવશે. ખંડેરાવ ઉપર તેહેની પ્રીતિ ઘણી હોવાના કારણે તેહેના વિયોગે તેહેનું મન કાંઇક દિવસ છેક ઉદાશ હતું પરંતુ રાજ્ય કારભાર જોવા લાગી ત્યારથી તેહેના મનનું ઉદાશપણું લોકના જોવામાં સ્પષ્ટ રીતે આવતું નહીં હતું.

ઉપર કહેવાગાં આવ્યું છે કે, અહિલ્યાબાઇને ખંડેરાવથી બે પ્રજા થઇ હતી, એક માલેરાવ નામનો પુત્રને બીજી મૂક્તા બાઇ નામની પુત્રી. અહિલ્યાબાઇનો સસરો મલ્હારરાવ ગુજર્યા પછી, તરતજ માલેરાવને પોતાના વડીલો

પાજીંત મુલકનું અધિપતીપણું પ્રાપ્ત થયું, અને પેશવા તરફનો પોશાક મળ્યો, તે વખતે પેશવાની ગાદી ઉપર મોહોટા માધવરાવ સાહેબ હતા, એ ઉમરે નાહાના હતા, માટે તેમનો કારભાર તેમના કાકા રાઘોબા દાદા અને વકીલ સખારામ બાપુ કરતા હતા, રઘુનાથરાવ એજ સાલમાં મલ્હારરાવને લઇ હિંદુસ્થાનમાં સ્વારી કરવા ગયો હતો, ત્યારે મલ્હારરાવ મર્ણ પામ્યો. એના હાથથી પેશવાનું ઘણી વખત કલ્યાણ થયું હતું, તેથી તેહેના પુત્રના પુત્રને પુનેથી હોલકરની ગાદીનો પોશાક મળવા બીલકુલ હરકત પડી નથી, પણ ઊલટો પેશવા તરફથી તેહેને સનમાન પૂર્વક અને પ્રેમ પુરસર પોશાક આવ્યો, એ જોઇ અહિલ્યાબાઇને સંતોષ થયો.

માલેરાવ ગાદીયે બેઠા પછી તેના તરફથી થોડા વખતના કારભારમાં વર્ણન કરવા જેવું કાંઈજ થયું નથી. એમ દીસેછે. કારણ તેહેનામાં બીલકુલજ ડહાપણ નોહતું. તેહેને તેહેની મા વારંવાર ઉપદેશ કરતી, પરંતુ તે જરાપણ તેહેના મનમાં ઠસતું નહોતું; એથી માલેરાવને પોતાની પદવીનો બહુ વખત ઉપભોગ લેવો ફાવ્યો નહી. ગાદી ઉપર બેઠાથી નવમે મહીને તે મરી ગયો. માલેરાવ કાંઈ મંદ અકલી ને કાંઇક ગાંડા જેહેવો હતો એમ મુળથી લોક સમજતા હતા, પરંતુ ગાદી ઉપર બેસવાની વખતે બરોબર ગાંડાના ચિન્હ જોવામાં આવતાં નહીં હતાં, એ કારણથી તેની માતુશ્રીને થોડું સમાધાન લાગ્યું. પણ તે સમાધાનનો ઉપભોગ તેણીને બહું વખત લેવો ફાવ્યો નહીં. માલેરાવ બાળપણથી બહુ તોફાની અને કજીયા દલાલ હતો, બીજાયે કહેલી વાત તે કોઈ વખત પણ માનતો નહીં હતો. રાજ્યપદ મળ્યા પછી પણ તેહેની ક્રતીમાં બીલકુલ ફરક પડયો નહોતો. એહેના દુરાચરણથી અહિલ્યાબાઈનું મન બળી જતું, એ

નાહાના પ્રકારના ચાળા કરી તેણીને દુઃખ દેતો, અને તેણીયે બહુ પવીત્ર માનેલા બ્રાહ્મણને નાહાના પ્રકારથી ત્રાસ દેતો હતો. બ્રાહ્મણને દુઃખ દેવાનો તેહનો પ્રકાર કાંઇ વિલક્ષણ હતો. માર્ગે બહુ ચાલી થાકી આવેલા બ્રાહ્મણને ચાંમડાના જોડા, વસ્ત્રો વીગેરે અહિલ્યા બાઇ આપતી હતી, તે તેહેનાથી દેખી ખમાતું નહીં હતું, માટે તેણે એક વાસણમાં ઝેરી વીંછી ઘાલી તેમાંજ કાંઈક રૂપૈયા નાખવા અને તે વાસણ બ્રામણને આપવું. પૈસાના લોભથી બ્રાહ્મણ અંદર હાથ ઘાલે એટલે વીંછી તેને ડંખ મારતો તેથી તેહેને બહુ દુઃખ થઈ જીવ આકુળ વ્યાકુળ થયાનું માલેરાવ જોઈ, મોહોટા આનંદથી બહુ હસતો. સજ્જન અને ગરીબ ગરબાને આશ્રય આપ્યાથીજ આણંદ થાય છે તેમજ દુર્જનને, દીન અનાથને બહુ ત્રાસ આપ્યો એટલે સુખ થાય છે. આપણામાં એક એહેવી કહેવત છે કે, "મા બાપ જન્મ આપેછે પણ કર્મ આપતા નથી" એ કહેવત માલેરાવને શબ્દે શબ્દ લાગતી હતી. તે અહીલ્યાબાઈને પેટ જન્મ્યો ખરો પણ તેણીના જેહેવા સદ્ગુણ ઓચરી સારૂ કહેવડાવા જન્મ્યો નહીં હતો.

માલેરાવે રાજ્ય પદનો શુમારે નવમાસ સુધી ઉપભોગ લીધા પછી તેહેના પાપનો ઘડો ભરાયાથી તે કાળનો ભોગ થઈ પડયો. તે વારંવાર ગાંડા જેહેવું બોલતો, તેહેનું ચીત્ત સદા અસ્વસ્થ હતું, ગાંડાની પેઠે પથ્થર મારતો હતો, આ પ્રમાણે ગાંડપણ કરતો છતાં, એકાએક માલેરાવની તબીયત બગડી અને થોડા કાળમાં મર્ણ પામ્યો. માલેરાવના મર્ણની હકિકત ઘણીજ ચમત્કારીક છે, તે શરીરના રોગથી મર્ણ પામ્યો નથી પણ માનસીક પશ્ચાતાપથી મર્ણ પામ્યો એમ કહેવાય છે.

તેહેના મર્ણની વદંતા એમ છેકે, માલેરાવ પાસે કાંઇ કુણબીણો હતી, તે પૈકી એક પાસે કોઇએક ગ્રહસ્થ બહુ હશા ખુશીથી, સલુકાઇથી વર્તતો હતો, એ કારણથી તેણીનું મન તેહેના ઉપર ફીદા થયું છે, એમ માલેરાવની નજરે આવ્યું, અને તેહેને એમ લાગ્યું કે, આ બંને જણની દુરાચરણની એકાંતની દોસ્તી હોવી જોઈયે, એ ગ્રહસ્થ કશીદો કાડી પોતાનો નીર્વાહ કરતો હતો; માલેરાવ અવિદ્વાન હોવાના કારણે, ખરૂ ખોટું સમજવાની તેહેનામાં શક્તિ નહોતી, એ કારણથી તેહેને આવેલો સંશય દહાડે દહાડે દૃઢ થતો ગયો, શેવટ તેહેનો ક્રોધાગ્ની એટલો થઈ ગયો કે, તે રોશની લેહેરમાં તે કશીદો કહાડનાર ગ્રહસ્થને ઠાર મરાવ્યો. જે વખતે તેહેને મારવાને કહાડયો, તે વખતે તે કારીગરે માલેરાવની બહુ વિનંતી કરી કહ્યું કે, હું નીર અપરાધીછું મને જીવતદાન આપો. હું પગે લાગુંછું, પદર પશરૂંછું, સારીંસ જીવ બચાવવા સારૂ જેટલા ઉપાય તેહેને શુજયા તેટલાં તેણે કર્યા, પણ માલેરાવના મનને બીલકુલ દયા આવીજ નહીં. છેવટે પછી બધા ઉપાય થઇ ચુકયા જાણી મર્ણ પછી હું પીશાચ થઇ તાહારી ખુબ ખબર લૈશ. એમ ધારતી આપી બોલ્યો કે સારૂ કાંઇ હરકત નથી માહારા જીવ ઉપર ઉદાર થનારનું જોઈ લઇશ, ને આ મહારા અંતકાળના શબ્દ ફોકટ જવાના નથી, એમ જો તે બોલ્યો તોપણ તે દુષ્ટ માલેરાવના મનમાં કીંચીત્ત પણ દયા આવી નથી, ને તે નીરઅપરાધી કારીગરનો તેણે શીરચ્છેદ કરાવ્યો.

આગળ જાદે તપાસ કરવામાં માલેરાવની એહેવી ખાત્રી થઇ કે, તે માણુસ બીલકુલ નીરઅપરાધી હતો, પછી કરેલા પાપનો પશ્ચાતાપ થયો તેથી તેહેને એટલા જ-

બરા ગાંડપણાનો ઝપાટો થયો કે, તેમાંથી તે જાગે છે કે નહીં એ સર્વને ધાસ્તી પડી અને લોકના અજ્ઞાનથી એહેવી સમજુત થઇ કે, માલેરાવના અંગમાં, તે, મારેલા કારીગરે પ્રવેશ કર્યો અને તે કાંઇ બોલે છે તે પીશાચ બોલે છે એમ થયું. પીશાચ થયેલો કારોગર મંત્ર વિદ્યા જાણનારો હતો એમ લોક કહેછે, તથા તેણે મર્ણ વખતે, માલેરાવને કહી બતાવ્યું હતું કે મને મારીશ નહીં મારીશતો હું ભયંકર સુડ જગવીશ, એ મારેલો પુરૂષ સમંધ થઇ માલેરાવની પાછળ લાગ્યોછે, માટેજ એ બકે છે, પીશાચે પોતાના પુત્રના અંગમાં પ્રવેશ કરી તેહેની છલણુક ચલાવી છે, એમ ખુદ અહિલ્યાબાઇની ખાત્રી થઇ, પુત્ર મોહના યોગથી તે નીત્ય રાત દાહાડો તેના બીછાના પાસે બેશી, આંખોમાંથી ટપટપ આંસુ ઢાળતી હતી, અને પુત્રના જીવને થોડું પણ સમાધન થાય માટે વારંવાર પરમ દયાળું જગદીશ્વરને યાદ (સ્મર્ણ) કરતી હતી, પીશાચ ઉપદ્રવ કરવો છોડે એ માટે તેના નામથી એક એક દેવાલય બાંધીશ, એહેંવા પ્રકારની તેણીયે ઘણી માનતાઓ કરી અને તે પીશાચના કુટુંબને વર્શાસન તથા ઇનામ જમીન વીગેરે આપવાનું પણ કબુલ કરૂં. તાત્પર્ય આ સમંધ પાસેથી પોતાના પુત્રનો છુટકો થવા માટે તેણીને જેજે ઉપાય સુજ્યા તથા જે બીજા વિચારવંત માણસે કહ્યા તેત બધા તેણીએ કરી જોયા પણ એકે પાસથી ગુણ થયો નહીં. માલેરાવના અંગમાં જે ભુતે સંચાર કર્યો હતો તે એમ કહેતું કે, માહારો એણે વિના કારણ હું નીર–અપરાધી છતાં મારો પ્રાણ લીધો, ત્યારે એહેનો જીવ લીધા વગર હું કદી છોડનાર નથી, સૌથી છેલે પીશાચના કહેવા પ્રમાણે કાંઇક દાહાડા પછી માલેરાવનું છેવટ થયુ એમ લોકો કહેછે.

પુત્ર મર્ણથી જે અહિલ્યાબાઇને દુઃખ થયું તેહેનું વર્ણન કરાતું નથી; તે બીચારી કોમળ અંતઃકર્ણની અહિલ્યા બાઇ ઉપર દુઃખનો પર્વત પડયો. પ્રીય પુત્રની અંતકાળની વેદના જોઇ કઈ માનું મન કપાઈ ન જાય વારૂ ? જેહેનું બચપણથી જીવથી વધારે પાલણ કર્યું. જે મોહોટો થઇ પોતાને સુખ આપશે અને પોતાના કુળની શોભા વધારશે માટે જેહેનું પ્રેમથી પાલણ કર્યું, જેને અનેક ખોડો હતી તે કાળાંતરે જઇ તે ડાહ્યો સુતો તથા સદ્‌ગુણ સંપન્ન થશે, એહેવી આશાથી ઘણાં કષ્ટ ભોગવી પોતાના સુખની પરવા ન રાખતાં તેહેને સારૂં પોતાનો પ્રાણ જોખમમાં નાખ્યો, એહેવો પેટનો અરાડ વર્ષનો ગોળો કાળ લઈ ગયો, તો તે અહિલ્યાબાઈની શી અવસ્થા થઇ હશે એહેની કલ્પના સુદ્ધાં કરાતી નથી. અહિલ્યાબાઇને પુત્રની માંદગીનું પરીણામ સમજાયું હતું કારણ તે ચતુર અને દુર અંદેશી બાઈ હતી, માલેરાવના મર્ણ આગમચ બે દહાડા તેણીની પાંપણ લાગી નથી અને અન્ન પાણીને તેણે સ્પર્શ સુદ્ધાં કર્યો નથી, પણ શું કરે બીચારી ? વાસ્તવીકજ ઈશ્વર ઇચ્છા આગળ કોઈનો ઉપાય નથી. એ રાખશે તેહેવું રહેવું જરૂર છે, એહેવા પ્રસંગ અત્યંત શોકદાયક ખરા પણ તે સોસવા કેટલાકના કરમમાં હોયછે.

માલેરાવ દુષ્ટ ને રાજ ચલાવવા ન લાયક હતો, માટે તેહેના મર્ણ પછી લોકોયે એહેવી અફવા ઉડાવી કે, સતી અહિલ્યાબાઈયે તેહેને મરાવ્યો પરંતુ એ વાત સર્વ ખોટી છે, એમ સારી ચોકશી અંતે સમજાઇ આવ્યું છે, તેણીના વખતના જુના અને વિશ્વાસુ લોકોના કહેવા ઉપરથી તથા જુના લેખ ઉપરથી એ વાત બીલકુલ વગર પાયાનીછે એહેવી સુજ્ઞ લોકોની ખાત્રી થઇછે. સરજોન માલકમ સાહેબ જે

મુંબાઇના ગવરનર થવા અગાઉ ઈંદોરમાં રૅસીડૅંટ હતા, તથા જેમનું સારાપણુ, દુરદર્શિ ડાહ્યાપણું તથા રાજ કારભાર વિશે બધા હિંદુસ્થાનમાં કીર્તિછે તેઉએ આ અપવાદ વિશે એમ લખ્યુંછે કે, આ અપવાદ ખોટાછે એમ હરેક વાત ઉપરથી સીદ્ધ થાયછે, જેમને જેમને મેં આ વાત પુછી તેઉએ માલેરાવના મર્ણનું એકજ કારણ કહ્યું કે. તે કારીગર પીશાચ થઇ, તેણે માલેરાવનો જીવ લીધો, અહિલ્યાબાઇના નામ સારૂ આ વાતની થાય તેટલી બારીક ચોકશી કરવી અવસ્યછે, એમ લાગે મેં ચોકશી કરી, પણ આખરે માહારી એહેવી ખાત્રી થઈ કે, અહિલ્યાબાઇ પૂર્ણ નિર્દોષીછે,

જે સાધ્વીના સુકૃત્યની કીર્તિ આજ સો વર્ષે એક સરખી ઠેઠ રામેશ્વરથી બદ્રીનારાયણ સુધી ગાજેછે, તથા જેહેના સદગુણ મનમાં લાવી માળવામાં–નાજશું પણ બધા હિંદુ લોક પ્રેમાશ્રું ઢાળેછે, જેહેના પ્રતીવ્રતથી જેનું પ્રાતઃસ્મર્ણમાં નામ લેવાની યોગ્યતા આપીછે, તે અહિલ્યાબાઇ ઉપર સુદ્ધાં, અપવાદ મુકવા લોકો ચુક્યા નથી; જગ ત્રીવીધ છે એમ કહેછે એ વાત ખરીછે. જનના મોંને કોણ હાથદે ?

અહિલ્યાબાઇના વ્રતાંતના સબંધથી ફક્ત માલેરાવનું મર્ણ કહેવા લાયક થયું, કારણ તે કારણથી આપના કુળની ચલતી નહીં જેવી થાય નહીં, માટે આગેવાની લેવી ભગા પડી. તે આગેવાની લઇ તણીયે સ્ત્રી જન્મ છતાં, એહેવું શાણુપણુ, એહેવા સદગુણ તથા એહેવી કર્તૃત્વ શક્તી પોતાના અગમાં બતાવી કે, તે કારણથી જ્યાં સુધી જીવમાં જીવ હતો ત્યાં સુધી પોતાના મુલકને સુખની ખાણજ થઈ હતી. માળવા પ્રાંતમાં દરેક સુધારાના તથા ન્યાઇ રાજ રીતીની વાતોમાં અહિલ્યાબાઇનું નામ હોયછે.

માલેરાવના મર્ણથી હોલકરની ગાદી ઉપર બેસનારો

કોઇ નજીકનો વારસ રહ્યો નહીં, અહિલ્યાબાઇની કંન્યા લ-ગ્ન થઇ બીજા કુળમાં ગઇ હતી, એ કારણે હિંદુ લોકના વ-હીવટ પ્રમાણે રાજકારભારમાં હાથ ઘાલવાને તે કંન્યાને અ-ધિકાર રહ્યો નહીં, એ જોઇ હોલકર દરબારમાં ગંગાધર ય-શવંત કરીને એક બ્રાહ્મણ દીવાન હતો, તેહેને હોલકાર પાસે કારભારી કરીને પેશવાયે આપ્યો હતો, મલ્હારરાવને જ્યારે પ્રથમજ મોહોટા અધિકાર ઉપર ચઢાવ્યા તેજ વખતજ તે-હેની દીવાનગીરીનું કામ બાજીરાવે ગંગાધર યશવંતને આપ્યું હતું. એણે ઘણા દાહાડા કામકાજ કર્યાના કારણે એહેને સર્વ કામની માહીતી, માલેરાવની સ્ત્રીના ખોળે, એકાદા સગાનો નાહાનો પુત્ર દત્તક આપી પોતે સર્વ રાજ્ય કારભાર ચલા-વવો એમ એહેના મનમાં આવવા લાગ્યું, તેહેનો બેત એહેવો હતો કે, અહિલ્યાબાઈયે પોતાના નીર્વાહ સારૂ એકાદુ પરગણું તોડી લઈ સ્વસ્થ બેસવું. તેણીનું કર્તે પણું તે કબુલ કરતો પણ રાજ્ય કારભાર ચલાવવાને એ સ્ત્રી છે માટે હરકત છે એમ તે કહેતો, શીવાય મનમાંના હેતુ, આકે, અહિલ્યાબાઇનો રાજ કારભારમાં હાથ હોવાથી આ-પણી ઇચ્છામાં આવે તેમ રાજકારભાર ચલાવવાને અનેક હરકતો આવશે, એ માટે સંધી જોઇ તેણે અહિલ્યાબાઇ પાસે એહેવી સીફારસ કરી કે દુરના સગાનો નાહાનો પુત્ર માલેરાવની સ્ત્રીના ખોળે દત્તક આપી ગાદી ઉપર બેસાડવો, એટલે હોલકરની ગાદી ચાલી કીર્તિ કાયમ રહેશે, એ તેહેનો આપ મતલબી પણાનો વિચાર, તે બ્યવહાર. દક્ષ અને ધુર્ત અહિલ્યાબાઇના લક્ષમાં તરતજ આવ્યો, અને તેણીયે સાફ કહ્યું કે, એમ કરવું મને પસંદ નથી, હું જાતે રાજ કાર-ભારની બ્યવસ્થા તપાશીશ.

સદરહુ મુજબ અહિલ્યાબાઈનો જુબાપ સાંભળી

ગંગાધર યશવંતની થોડી ઉમેદ ખેંચી, પરંતુ હરેક યુકતીથી પોતાનો હેતુ સીદ્ધીયે લઇ જવાની ઇચ્છા ધારી, તેણે એહેવો વિચાર કર્યો કે, હોલકર પેશવાના તાબેદાર, ત્યારે માલેક કહેશે તે મુજબ તાબેદારને ચાલવું પડશે, ત્યારે પેશવા તરફ કાંઇ તજવીજ કરી દત્તક લેવાની મસલત અહિલ્યાબાઈ તરફથી કબુલ કરાવવી, આ સંધીમાં રાઘોબાદાદા, માધવ- રાવ પેશવા, વયે નાહાના હોવાથી કારભાર જોતા હતા; અને તેમનો સ્વભાવ લોભી છતાં તેમની સ્વારી પણ તે વખત માળવામાં આવી હતી, ગંગાધરપંથે વિચાર કર્યો કે, રાઘોબાદાદા લાંચ લઈ આપણી મસલતને અનુકુળ થશે, તેહેની સંમત્તીથી અને સહાયથી રાજકારભાર આ- પણા હાથમાં આવશે, તથા રાજમંડળમાંના બીજા કામદા- રોનો મત્ત આપણા પક્ષનો થશે, એહેવા હેતુથી ગંગાધર પંથે રાઘોબાને લખ્યું કે, જો તમે માહારૂં કહેવું કબુલ કરશો ને તે બેડો પારપાડવાને મદદ કરશો તો તમને પુશકળ નજરાણો મોકલી દઇશ; લાંચ ખાઉ રાઘોબાએ તરત સંમત્તી આપી, તેથી ગંગાધરપંથ દીવાણ એ સંમત્તીથી આપણું કાર્ય થયુંજ એમ સમજ્યો, અને તરતજ અહિલ્યાબાઈ તરફ ગયો. તેહેની પૂર્ણ ખાત્રી હતી કે, જો બીજા કારણો કહી એને ઠગી, તોપણ હવે રાઘોબા સાથે લઢવાને ઉભા થઇ જય પ્રાપ્ત થનાર નથી એમ લાગી નીરાશ તથા ની- રૂપાય થઇ આપડે કહીશું, એ બધી વાતો અહિલ્યાબાઇને કબુલ કરવી જરૂર થશે, એહેવો વિચાર કરી, ગંગાધરપંથે કહ્યું કે, રાઘોબાદાદા તરફથી લખાઈ આવ્યું છે કે, હો- લકરની ગાદી ચલાવવા માટે એક સગામાંથી નાહાનો પુત્ર માલેરાવની સ્ત્રીને ખોળે દત્તક આપવો, અને રીત મુજબ અમારો નજરાણો મોકલવો, એહેવા ગંગાધરપંથના શબ્દ

સાંભળી અહિલ્યાબાઇને સંતાપ થયો તોપણ આ ચતુરે અને મોહોટા મનની બાઇયે તેહેને એકદમ કહ્યું કે, તાહારો મત હોલકરના કુળને લાંછન લગાડવા સરખોછે, માટે આ વાતને હું કોઇ દીવસે પણ સંમત્તી આપનાર નથી, નજરાણાની વાત સાંભળ્યાથી તો એ બહુજ નારાજ થઈ, આ પ્રસંગે રાઘોબાને, આ કામની ભાંજગડ કરવાને જરાપણ અધિકારછે એમ હું કબુલ કરતી નથી, એ બોલીકે, માહારો પુત્ર મરી ગયો તે વખતજ મલ્હારરાવનો વૈંશ બંધ થયો, હવે ગાદી ઉપરના પાછળના બે પુરૂષમાંના એકની હું સ્ત્રી ને બીજાની મા, આ સંબંધે ગાદી ઉપર બેસાડવાને પુત્ર પસંદ કરવો ન કરવો, એ કેવળ મનેજ અધિકાર છે, ને આ યથા ન્યાય અધિકાર ગમે તેહેવું સંકટ પ્રાપ્ત થયું તોપણ બજાવવાનો મારો કૃત સંકલ્પ છે. આ અહિલ્યાબાઈના કૃત્ય સંકલ્પનું તથા નીશ્ચયનું ભાષણ સાંભળી ગંગાધર પંથની ઘણાજ ઔંશે મસલત અટકી, તથાપી આ મતલબીપણાના વિચાર મનમાં બહુ ઘોળાતા હતા. એ કારણથી તેણે એહેવું પોતાના મનમાં સમાધાન કર્યું કે, જ્યારે રાઘોબાદાદા પોતાની ફોજ લઈ ઇંદોર પાસે આવશે. અને અહિલ્યાબાઇને કહેવડાવી મોકલશે કે, માહારૂં કહેવું કબુલકર નહીંતો જબરજસ્તીથી દીકરો દત્તક આપીશું, તે વખત અહિલ્યાબાઈની પાચ ઉપર ધારણા બેશી જે મુજબ દાદા સાહેબ કહેશે તે મુજબ બધુ બીન તકરારે કબુલ કરશે; એ સારૂ રાઘોબાદાદા તરફ ધાલમેલ કરી તેહેને ફોજ સુધાં ઇંદોર પાસે બોલાવવાની યુકતી કરવી જોઇયે. એહેવાં વિચાર મનમાં લાવી ઉઠો ગયો અને સ્વકાર્ય સાધવાના કામે લાગ્યો.

અહિલ્યાબાઈની કારકીર્દીના આરંભેજ આ પ્રસંગ પ્રાપ્ત થયો, પણ એ ધુર્ત અને વિચાર શીળ અહિલ્યાબાઇયે

પ્રથમારંભીજ પોતાના મોહોટા કુળને શોભાવનારી મોહોટી પદવીને યોગ્ય અને અધિકારને છાજે એહેવો સયુક્તીક ઉત્તર આપ્યો એમ કહેવા હરકત નથી, કારણ તેનું આગળના વર્તમાન ઉપરથી એમ સાફ જણાઇ આવેછે કે, જે મુજબ એ બોલી તે મુજબ કરવાનો તેહેનો કૃત સંકલ્પ હતો, તથા તે સંકલ્પ નીશ્ચયથી એ છેવટ લઇ જતીજ જતી એહેમાં સંદેહ નથી.

ગંગાધરપંથે ઘાલમેલ કરી એ ધન લોભી રાઘોબાના મનમાં ઇંદોર ઉપર ફોજ લઇ જવાની ઇચ્છા ઉત્પન્ન કરી તથા તે મુજબ ફોજને તૈયારી કરવા રાઘોબાયે હુકમ એ આપ્યો તે મુજબ ફોજ તૈયાર થવા લાગી આ તરફ આપણુને જબરાઇથી ખુણામાં બેસાડવા સારૂ રાઘોબા સૈન્યની તૈયારી કરેછે એમ અહિલ્યાબાઇયે સાંભળી પ્રથમતઃ રાઘોબાને સંદેશો મોકલ્યો. ને અંતઃકર્ણ પૂર્વક તેહેને ઉપદેશ પણ કર્યો કે તમે માહારી સાથે લડવાની તૈયારી કરી છે એમ મેં જાણ્યું છે. તો તે મુજબ માહારા તરફથી પણ સીદ્ધતા છે કારણ જે હોલકરે આજ સુધી પેશવાની તાબેદારી કરી લડાઇના કામમાં રામેશ્વરથી હીમાલય સુધી પોતાના સૈર્યની ખ્યાતી બતાવી કીર્તિં સંપાદન કરી, તે કાયમ રાખવીમારે અવસ્ય છે, પરંતુ પેશવા જે અમારા યજમાન તેમનીસાથેજ લડવાનો મને પ્રસંગ આવેછે, એ માટે કેટલોક મનને ખેદ થાય છે. શીવાય આ લડાઇમાં આપનો જય થાઓ અગર પરાજય થાઓ તો પણ પેશવાના નામને બટો લાગવાનો છે,' કારણ કે જયતો થવાનો નથીજ, પરંતુ કદાચીત થયો એમ માનીયે તો સ્ત્રી સાથે યુદ્ધ કર્યાંનું કલંક મોંને લાગશે, અને પરાજય થયો તો, સ્ત્રીએ આપના સરખાને જીત્યા એમ દુશણ લાગશે; તો આ બેઉ તરફથી પેશવાના નામને બટો

લાગશે. ગઇ આબરૂ કોઇ વખત પણ પ્રાપ્ત થવાની નથી. આ ઉપરાંત આપની મરજી હશેતો માહારા તરફથી લડવાની સીદ્ધતા છે. ગમે તે વખતે ફોજ આવવા દો.

આ મુજબ રાઘોબાદાદા તરફ સંદેસો મોકલી અહિલ્યાબાઈયે હોલકરના કુલે સરદાર, મુત્સદીને બોલાવી બનેલી હકીકત કહી તથા પોતાનો યુદ્ધ કરવા વિશે નીશ્ચય છે એમ દર્શાવ્યું, એ સાંભળી ભેગા થયેલા સર્વે લોકોને મોહોટો આશ્ચર્ય ને આનંદ થઇ તેણીના હેતુ પ્રમાણે કરવાને સર્વે એ અત્યુત્સાહ પ્રગટ કર્યો. તે ઉપરથી હરેક પ્રકારની તૈયારી કરવાની આજ્ઞા આપી તથા હુકમ આપ્યો કે સૈન્યનું અધિપત્ય હું જાતે લઇ સમરંગણી લડવાને નીકળવાની, એ સારૂ માહારી પ્રીતીના હાથ ઉપર હોદાના ચારે ખુણા તીરથી ભરેલા ભાથા બાંધો, તથા બે સારી બંધુકો, દારૂ ગોળી વીગરે સામન સહીત તેમજ મલ્હારરાવના હાથની નામાંકીત્ત તરવારો તથા ઢાલ ને હોદા સજી તૈયાર રાખો આમ લડાઇની સર્વે તૈયારી ચલાવી તથા પોતાનું શૌર્ય દેખાડવાનો નીકટ સમય આવે છે માટે અહિલ્યાબાઇને અતી સંતોષ થયો.

પુરાણોથી સ્ત્રીઓના શૌર્યનું વર્ણન સાંભળવામાં આવે છે, તેમ હાલની સ્ત્રીઓ વિશે ક્વચીત્ત આવે છે. પરંતુ અર્વાચીન કાળની સ્ત્રીયો ઉપરથી એ કલંક કાઢી નાખવા માટેજ અહિલ્યાબાઇયે અવતાર લીધેલો હોવો જોઇયે એમ કહેવા હરકત નથી. ધણી, સસરાને પુત્ર શોકથી ભરપુર થયેલી છતાં પણ અણીપાણીના સંયોગે ધૈર્ય રાખી મુત્સદ્દીપણાને તથા શૌરને યોગ્ય તે કૃત્ય કરવાનો, અહિલ્યાબાઇયે સંકલ્પ કરી તે પ્રમાણે સર્વ તૈયારી કરી. આ અતી મહત્વની વાત છે એટલુંજ નહીં પણ, હાલના કર્મા વિર્ય પુરૂષને

એ લજામણું છે એમ કહીયેતો અયોગ્ય નથી.

અહિલ્યાબાઇ ફક્ત પોતાની પાસે હતું તેટલું સૈન્ય તૈયાર કરીનેજ બેઠી એમ નથી, તેણીયે બીજી એહેવી રાજકારસ્થાનની યુક્તિ લડાવી કે, માળવામાં જે જે રજપુત તથા મરાઠા સંસ્થાનીક તથા સરદાર હતા તે સર્વે તરફ પોતાની તરફનો એક એક ચતુર તથા કુશળ કામદાર મોકલી તેમની સાથે સલાહ મસલત કરી જરૂર પડે પોતાને સહાય કરશે એહેવા તેમના કોલ લીધા; તેમજ પુનામાં માધવરાવ સાહેબ પેશવાની ગાદી ઉપર હતા એમના તરફ પણ પત્ર લખી એક હુંશીયાર કામદાર મોકલ્યો, ને થયેલો સર્વ ફેડવાર હકીકત તથા રાઘોબાદાદાને મોકલેલો સંદેશો કહેવડાવ્યો.

રાઘોબાદાદાને અહિલ્યાબાઇયે મોકલેલો સંદેસો પોહોચ્યો તોપણ દ્રવ્યના લોભથી તેણે તે તરફ બીલકુલ લક્ષ ન આપ્યું, અને જેમ પ્રથમ સૈન્યની તૈયારી સારૂં હુકમ આપ્યો હતો તે મુજબ તૈયારી ચલાવી, અને ગમે તેમ થાય પણ એક વખત હલ્લો કરી જોવો એમ નિશ્ચય કર્યો, પરંતુ તેહેની સાથે સમરંગણમાં હોયલા બધા સરદારોયે એ કામની પોતાની નાખુશી બતાવી; અહિલ્યાબાઇ ઉપર શસ્ત્ર ઉઠાવવું એમ કોઇના મનમાં આવ્યું નહીં. જે સરદારોને રાઘોબાદાદાયે નોત્રા હતા તેમણે કાંઇ પણ સબબ કાહાડી આવવા ના કહી, એ જોઇ રાઘોબાના કાંઈ ભાગે હાથ પગ નરમ પડયા; પછી તેમણે માહાદજી સીંધીયાને પોતાની મદદ સારૂં બોલાવ્યા. માહાદજી સીંધીયા મરાઠાના સૈન્યમાં પ્રમુખ હતો તેહેની પાસે પોતાનું ઘણું સૈન્ય હતું, તથા પુનાના દરબારમાં પણ તેહેનું સારૂં વજન હતું. રાઘોબાદાદાને સીંધીયા તરફથી સહાય મળવાની મો-

હોટી આશા હતી, પરંતુ તેણે એમ ઉતર મોકલ્યો કે, પેશવાની ખાસ પાગામાં માહારી મુખ્ય આશામી છે. એ હું સમજું છું, એ કારણથી આપનો ચાકર છું. કહેશો તે કામગરી ઉપર જવાની માહારી ના નથી પણ ચાકર સંબંધથી હું એકલો આવીશ; માહારૂં લશકર મલ્હારરાવ હોલકરના તાકાદ તથા નામાંકીત્ત ધરની અબળાસ્ત્રી સાથે લડી નાશ કરવા સારૂ હું કોઇ દાહાડો મોકલવાનો નથી; તેમ મલ્હારરાવ માહારો મોત્ર હતો ત્યારે તેહેની પછવાડે તેહેના પુત્રની સ્ત્રી સાથે એહેવો બેઇમાનીપણાનો અને વિશ્વાસઘાતનો વ્યવહાર હું કદીપણ કરવાનો નથી. આ ઉત્તર સાંભળી રાઘોબાદાદાની કેડોજ ભાગી, તોપણ વળી ઉદ્યોગ કરી જોવો એમ મનમાં લાવી, નાગપુરના જાનોજી ભોસલે એઉને દાદાયે બોલાવવા મોકલ્યું, તેગનો ઉત્તરપણ મહાદજી સીંધીયાના ઉત્તર પ્રમાણેજ આવ્યો, એટલામાં માધવરાવ પેશવા તરફથી રાઘોબાદાદાને પણ પત્ર આવ્યો કે, તમે ખંડેરાવની સત્યવતી પુત્રની સ્ત્રી સાથે લડાઇ કરવાનો પ્રસંગ બીલકુલ લાવશો નહીં, તેણીના રાજ્યનો કારભાર જોવાનો તેણીનો સર્વ પ્રકારે નિર્વિવાદ અધિકાર છે; માટે તમે પોતે અગર બીજી રીતે તેને રસ્તે જવું નહીં. આ પ્રમાણે પેશવા તરફથી આજ્ઞા પત્ર અને સરદાર પૈકી કોઈ અનુકુળ નહીં, એ જોઇ મનમાં ધારેલો હેતુ રાઘોબાદાદાને છોડી દેવાની ફરજ પડી. આ કારણથી ત્રાજવાનો કાંટો અહિલ્યાબાઇ તરફ સારો વળ્યો. આ પેહેલીજ વાત કરતામાં અહિલ્યાબાઈયે પોતાના શાણપણનુ ઉદાહરણ બતાવ્યું. આ વાત સન ૧૭૬૭માં થઇ. આગળ દેશની આબાદી થઈ. એણીની કાર્કિદીથી નામને કીર્તિ પ્રાપ્ત થયાં. આ પુશકળ અંશે, તેણીએ પ્રથમ શાણપણાથીજ પગલું ભર્યું તેનુંજ એ ફળ થયું.

પછી રાજકારભારની દેખરેખ જાતે અહિલ્યાબાઇયે રાખવા માડી. જુદા જુદા ખાતાની વ્યવસ્થા કરી તેહેના ઉપર જુદા જુદા કામદાર નીમ્યા. તે જાતે બહુ હુંશીયાર હો-વાથી, મલ્હારરાવ હોલકારની કારકીર્દીથી જે નોકરી કરતા છતાં જેઉએ પોતાના શાણપણા તથા સારાપણા વિશે ક્રિર્તિ મેળવેલી, એહેવા લોકો પૈકી જે કામની જેને સારી માહીતી તેમને તે કામ ઉપર નીમ્યા. આમ ઘણાં ખરાં ખાતાં-નીતેણીયે વ્યવસ્થા કરી પણ, સૈન્યાધિપતીનું કામ કોહોને આપવું એ વિશે તેણીને બહુ વિચાર પડયો, પછી તપાસ કરતાં મલ્હારરાવની વખતનો તુકાજી નામનો એક માણસ હોલકારના સગામાંનો છતાં, તેહેનું શુરત્વ, શાંતતા, સાત્વીકપણું તથા ડહાપણ જોઇ, મલ્હારરાવે તેહેને ખાસ પાયગાનું કામ સોંપ્યું હતું, તેહેને સૈન્યાધિપતીનું કામ સોંપવા કાંઈ હરકત નથી એહેવું મનમાં આણી, અહિલ્યાબાઈયે તે કામ તેહેને સોંપ્યું. જાવરાના માજી નવાબે એક સફ્રનામું લ-ખ્યુંછે, તેહેમાં હોલકરના કુટુંબની વૌંશાવળી આપી છે, તે વૌંશાવળી ઉપરથી એમ માલુમ પડેછે જે, તુકાજી, મલ્હા-રરાવના સગા કાકાના દીકરાનો દીકરો હતો. સીપાઇ પૈસા-ના સંબંધથી તુકાજીનું મલ્હારરાવ પાસે મોહોટું માન્ય હતું, અને તેહેની એહવી કીર્તી થઇ હતી કે, તુકાજી સાદો અને આડુ અવળુ ન જાણનારો સીપાઇ છે. આ કીર્તી તેણે જી-વતા સુધી ગુમાવી નથી.

અહિલ્યાબાઇ કેટલા મોહોટા મનની તથા ડાહી હતા તે આંગળના મજકુર ઉપરથી જણાઇ આવશે. જે ગંગાધર યશવંતે પોતાનો હેતુ શીદ્ધ થવા રાઘોબાદાદાને લાંચ આ-પવા કબુલ કરી, અહિલ્યાબાઇને નુકશાન કરવાની તજવીજ કરી હતી, અને અહિલ્યાબાઇને તે સ્પષ્ટ પણે સમજાયું

હતું. તે ગંગાધર પંથનો દાવ લેવાના હેતુથી તેહેનું કાંઇ નુકશાન ન કરતાં રાજ્યનો કારભાર તેહેના તરફ તેહેવોજ રહેવા દીધો. તે એમ કહેતી કે, માણુસ ચુકને પાત્ર છે, એક વખત તેહેના તરફથી ચુક થઇ તે પછી તેહેના જાણુવામાં આવી એટલે તે સારા વિચારનો માણુસ હોયતો, તેહેવી ચુક ફરી ન થવા દેવા બિશે બહુ કાળજી રાખે છે,

એટલામાં રાઘોબાદાદા પુના તરફ પાછા જવાની તૈયારી કરે છે, એહેવી અહિલ્યાબાઇને ખબર મળવા ઉપરથી તેમને એહેવો સંદેસો મોકલ્યો કે, જતાં માહેશ્વર ઉપરથી જવું. આ વખતે અહિલ્યાબાઇનો મુકાંમ માહેશ્વર હતો. આ પ્રમાણે સંદેશો સાંભળી રાઘોબાદાદાને મોહોટું આશ્ચર્ય લાગ્યું તે એહેવું કે, જે સતીનું હું નુકશાન કરવા પ્રવૃત થયો હતો. તે સતીયે તે વિશે પેટમાં બીલકુલ કીનો ન રાખતાં ઉલટું નોત્રું કર્યું. ત્યારે એ સ્ત્રી સામાન્ય સ્વભાવની ન હોવી જોઇયે, માટે એણીને મળી જવું યોગ્ય છે, એહેવો વિચાર મનમાં લાવી કહાવી મોકલ્યું કે, જતી વખત હું મહેશ્વર ઉપર થઇ જઇશ. તે મુજબ રાઘોબાદાદા મહેશ્વર આવ્યા પછી, અહિલ્યાબાઇયે તેમનો બહુજ આદર સત્કાર કરી, પુના સુધીના રસ્તાના બંદોબસ્ત સારૂ એક પલટણ સાથે લઇ રાઘોબા સાથે જવાને તુકાજીને હુકમ કર્યો, અને કહ્યું કે. તમોને જે સેન્યાધિપતીનું કામ સોંપ્યું છે તે બદલ પેશવા તરફથી સંમત્તી પત્ર તથા વસ્ત્રો લઈ આવવાં.

આ ઉપરથી તુકાજી એક પલટણ સાથે લઇ રાઘોબા સાથે પુને ગયો. માધવરાવ સાહેબ પેશવાની મુલાકાત રાઘોબાદાદા મારફત લીધી. રાઘોબાદાદાયે અહિલ્યાબાઇનો હેતુ દર્શાવ્યો, તે પેશવાયે માન્ય કરી તુકાજીને વસ્ત્રો આપી, તમોયે તુકાજીને આપેલો અધિકાર અમોને માન્યછે, એહેવો

સંમત્તી પત્ર અહિલ્યાબાઇના નામનો લખી આપ્યો તે લઇ તુકાજી મહેશ્વર પાછા આવ્યા.

અહિલ્યાબાઇયે, પોતે પ્રથમ કરેલી ચાકરીની બુઝ જાણી પોતાને મોહોટું પદ આપ્યું આ વિશે તુકાજી વારંવાર અંતઃકર્ણ પૂર્વક આભાર માનતો અને પોતા તરફથી જરા પણ હુકમની અ માન્યતા ન થવા દેવા વિશે તે બહુ કાળજી રાખતો હતો. આ મુજબ કાંઈક દિવસ ગયા પછી, તુકાજીનો, સુસ્વભાવ, શૌર્ય તથા સદ્‌ગુણ એ અહિલ્યાબાઈના મનમાં સારાં ઠસ્યાં, તેહેને હોલકરની ગાદીનો માલીક બનાવ્યો. એ ઉપરકાર જાણી પ્રાપ્ત થયેલા અધિકારનો જરાપણ ગર્વ નહીં રાખતાં અહિલ્યાબાઇની સેવા તુકાજીયે એક નિષ્ટાથી કરી.

તુકાજીને ગાદી ઉપર બેસાડયા દિવસથી હોલકારના રાજયમાં બે ઠેકાણે અધિકાર વેંહેચાઇ ગયો. સાધારણ નિયમ ઉપરથી તર્ક કર્યો તો એહેવી તરેહના અધિકારનું સ્વરૂપ એક અઠવાડીયું પણ કાયમ રહેવું નહીં જોઈયે, પણ તે સ્વરૂપ સતત ત્રીસ વર્ષ સુધી કાયમ રહ્યું. તથા તેહેમાં મત્સર અગર રાજ લોભ એ વિકાર પ્રવેશ કરી શકયા નથી. બંને પક્ષમાં સદ્‌ગુણ તથા સારાસાર વિચાર તથા પરસ્પર વિષે પુજય બુદ્ધિ હતી. તથા ઘણું કરીને તેઉને જુદા જુદા તથા જુદાં જુદાં ઠેકાણાના કામ જોવાં પડતાં હતાં, આ કારણથી કહી ગયા પ્રમાણે સ્થીતી રહી એમ કહેવું જોઇયે. મનુષ્યના સ્વભાવ તથા તેમની ટેવો પ્રૌઢ વયે કાયમ થાય છે એહેવી વયમાં સૈન્યનું અધિપત્ય કરવા, તથા હોલકરની ગાદીનો અધિકારી કહેવડાવી લેવા અહિલ્યાબાઇયે તુકાજીને નીમ્યો હતો, પોતે તેહેને પસંદ કર્યો આ હંમેશ મનમાં લાવી તેહેનું કહેવું તે વિશેષ ચલાવતી. પ્રસંગોપાત તેહેના તરફથી

એકાદી ચુકથી વાત થઇ તો તેહેના તરફ આંખ આડાકાન કરતી હતી, તથા તેહેના કર્યા પ્રમાણે બધું ચાલેછે, એ લોકોમાં સ્પષ્ટપણે જોવામાં આવે માટે તેણે જે કર્યું તે પોતાને માન્ય થયું એહેવું અહિલ્યાબાઇ પ્રસિદ્ધીમાં આણુતી હતી, તથા તુકાજી પણ પોતાના ઉપર ઉપકાર કરનારી અહિલ્યાબાઇ સાથે મનમાં હંમેશાં કૃતજ્ઞતા રાખતો. શીવાય આ સ્ત્રી શાણપણથી, સદ્‌ગુણથી, ધર્મબુદ્ધિથી તથા ઔદાર્યથી સર્વ હિંદુસ્થાનમાં પુજ્ય તથા લોક પ્રીય થઇ હતી. એ કારણથી તેહેની એવી વજનદારી પડી હતી કે, તેણીનો મહત ઉપકાર ન જાણો, તેણીના દ્રવ્યનો કીંવા હકકનો અપહાર કરવો તો દુરજ, પરંતુ તેણીને ફક્ત પજવવી એટલુંજ જો તુકાજીએ મનમાં આણ્યું હોત તો તેહેને બધું હિંદુસ્થાન શાપબદ્ધ કરત પણ તે શુરા, ગંભીર, પ્રતાપી સીપાઇને પોતાનું મન સંભાળવા એહેવા વિચારની અનીતિનીજ જરૂર પડી નથી. તુકાજી પાસે નારોજી ગણેશ કરીને કામદાર હતો, તેહેનાપર તુકાજીની બહુ મેહેરબાની હતી, પણ તુકાજી અહિલ્યાબાઈની સલાહ શિવાય કાંઇ પણ કરતો નહીં એ કારણથી તે કામદારને તુકાજીની મેહેરબાનીથી પોતાનો અમલ ગમે તેહેવો બજાવી લેવા તેહેને સંધી મળતી નહીં. એ કારણથી તે અહિલ્યાબાઇને તરછોડતો હતો. અને તુકાજીના મનમાં તેણીના વિશે દુર્ભાવ ઉત્પન્ન કરવા વારેવારે પ્રયત્ન કરતો હતો; પણ તુકાજી પોતાના પહેલાનાં વિચારથી બીલકુલ ખશ્યો નહીં, એટલુંજ નહીં પણ અહિલ્યાબાઇ પાસે એ આજ્ઞાંકીત કરતાં પણ આજ્ઞાંકીતપણાથી ચાલતો હતો; અને જોકે અહિલ્યાબાઈ તેહેના કરતાં વયથી નહાની હતી તોપણ તે માતોશ્રી સમજી હંમેશ તેણીને મા કરીને હાંક પાડતો હતો. તુકાજીને જે વખતે ગાદી ઉપર બેસાડયો

ત્યારે તેહેના નામનો અહિલ્યાબાઈયે શીક્કો કરાવ્યો, તેહેમાં એહેવા અક્ષરો કોરાવ્યા કે, મલ્હારરાવનો પુત્ર તુકાજી હોલકર.

તુકાજીને હમેશાં સ્વારીઓ કરવી પડતી હવાથી, લઢાઈના કારણે દુર દુર દેશમાં ઘણો ખરો વખત ગુમાવવો પડતો, તે કારણથી અહિલ્યાબાઈયે હોલકારના મુલકની રાજ વ્યવસ્થા બરોબર ચલાવવી આ હેતુથી તેહેના બે વીભાગ કર્યાં.

એટલે એક સાતપુડાની દક્ષીણનો જેટલો મુલક તેહેનો એક ભાગ, તથા સાતપુડાની ઉત્તરના મુલકનો બીજો ભાગ કર્યો. જે વખત તુકાજીને પુના વીગરેમાં રહેવાનું કારણ પડે તે વખત; સાતપુડાની દક્ષીણના હોલકરના પ્રદેશનો રાજ કારભાર અહિલ્યાબાઈ તુકાજીને સોંપી પોતે સ્વતઃઉત્તર તરફના ભાગનો રાજ કારભાર કરતી, ને જે વખત તુકાજીને બુદેલખંડ તથા ઉત્તર હિંદુસ્થાનમાં લડાઈ વિગરે કારણથી રહેવું પડતું ત્યારે, ઉત્તરના પ્રદેશનો રાજકારભાર કરતો હતો; પણ જુદા જુદા રાજા રજવાડા પાસેથી સાલાબાદી ખંડણીયો આવવાની તે બધી અહિલ્યાબાઈ તરફ આવતી. પ્રસંગોપાત કોઈના તરફથી ખંડણી આવવા વીલંબ લાગે તો તુકાજી તે ખંડણી વસુલ કરી લાવતો. કાંઈક માળવામાંના તથા નેમાડામાંના પરગણાં અહિલ્યાબાઇયે સતત પોતાની દેખરેખ નીચે રાખ્યાં હતાં.

રાજનો ખજાનો બધો અહિલ્યાબાઇના તાબામાં હતો. હતો. પ્રથમ ખજાનામાં બહુ પૈસો હતો એમ નહીં પણ અહિલ્યાબાઈયે પોતાની કાકિર્દીમાં આશરે બે કરોડ રૂપૈયા ભેગા કર્યાં, આ શિવાય અહિલ્યાબાઈ તરફ દરસાલ ચાર લાખ ઉત્પન્નની જમીન હતી તે જમીનનું ઉત્પન્ન અહિલ્યાબાઇ ઘણું કરી બધું ધર્મ કૃત્ય તરફ ખર્ચ કરતી, બાકીનું રાજમાંનું વસુલ એકંદર હિસાબ ગણી રાજ વ્યવસ્થાના કા-

મે તરતજ જતો. અહિલ્યાબાઇયે જમા ખર્ચ રાખવાની પ-ધ્ધતી બહુજ સારી રાખી હતી, તેહેના પર હંમેશાં પોતે નજર રાખી હીસાબી કામ બહુ ચાલાકીથી ચલાવતી હતી. મુલકી, સીબંદી, વીગરે કારખાનામાંના લોકોના પગાર તથા રાજ કારણે બીજો ખર્ચ વખતે વખત કરી ઉત્પન્ન પૈકી જે ખજાનામાં શીલક રહેતી તે પૈકી બાહાર પ્રાંતમાં લ-શ્કર હતું તે માટે અહિલ્યાબાઇ તુકાજી તરફ રકમ રવાના કરતી. હંમેશ દુર દેશમાં કામગીરીપર રહેવું પડતું એ કારણથી તુકાજીને વારંવાર પોતાનાજ અંગ ઉપર જુમો લઈ કેટલાંક કામો કરવાની જરૂર પડતી હતી, પણ જેજે પ્રસંગે હોલકરના એકંદર રાજના સંબંધનો પ્રશ્ન ઉભો થ-તો તેતે પ્રસંગે એ અહિલ્યાબાઇ તરફ લખી કેમ કરવું એમ પુછતા. લડાઇના અગર સલાહ મસલતના પ્રસંગે અ-ગર પરરાજ સાથે સંબંધ રાખવાના પ્રસંગે તે અહિલ્યા-બાઇની મસલત વગર ચાલતો નહોતો એટલુંજ નહીં પણ હોલકરના દરબારમાં હતા તેટલા બધા નહાના મોટા રા-જના વકીલો અહિલ્યાબાઇની સલાહ મુખ્ય ને પ્રમાણ માનતા. આ ઉપરથી અહિલ્યાબાઇ કેટલી વિચારવાળી, દુરદર્શી તથા રાજકારભારમાં નીપુણ હતી એ સેહેજ લક્ષ-માં આવે છે. તેણીએ પોતાના તરફના વકીલ, પુના, હૈદ્રા-બાદ, શ્રીરંગપટણ, નાગપુર, લખનૌ તથા કલકતે રાખેલા છતાં ઇતર રજવાડામાં પણ રાખ્યા હતા. જે વખત તુકાજી દક્ષિણમાં રહેતો તે વખત પેશવા સાથે બોલવું ચાલવું બધું તેહેનાજ દ્વારે થતું, પરંતુ તેહેની પાછળ અહિલ્યાબાઇએ જે વકીલ રાખેલો હતો તેની મારફત થતું હતું.

ઉપર કહ્યું છે તે ઉપરથી જણાઇ આવે છે કે, હોલ-કરની ગાદીની વાસ્તવીક માલીક અહિલ્યાબાઇજ હતી, ત-

થા તુકાજી, તેણીયે પોતાને મોહોટી પદ્દીયે ચઢાવ્યો, ને તેણીનો પોતા ઉપર પૂર્ણ લોભ છે એટલુંજ બસ છે એમ સમજી તૃપ્ત હતો. અહિલ્યાબાઇનો જીવમાં જીવ હતો ત્યાં-સુધી તેણે સૈન્યનું અધિપત્ય કરવામાં તથા જે જે પ્રાંતની વસુલાત વીષેશ જરૂરીથી એકઠી કરતા આવશે તેતે પ્રાંતની વસુલાત જમાં કરવી. આથી વધારે અધિકાર ચલાવતો નહીં એમ એકંદર માહીતી ઉપરથી જણાયછે. સરજોન માલકમ સાહેબ એમ કહેછે કે, હોલકર સરકારના પદરના જુના નોકર તુકાજી વિષે ઉપર લખ્યા પ્રમાણે હકીકત કહેછે. તુકા-જીની સ્તુતી કરવા વિશે તેઉને વાસ્તવીક ઇચ્છા છતાં, ને તેમજ તેહના દીકરાનો દીકરો હાલ ગાદી ઉપર છતાં તે લોકો તે વિશે બધામાં વિશેષ સ્તુતી પરતો સુતે આજ કહે છે કે અહિલ્યાબાઇની શબ્દાશનાં તેને તૃપ્ત કરી તથા તેણીના આખરના સ્વાસ સુધી તે આજ્ઞાંકીત રહ્યો તથા તેને તે-નીં સારી ચાકરી બજાવી.

તુકાજીને ગાદી પ્રાપ્ત થયા દિવસથી અહિલ્યાબાઇના મર્ણકાળ સુધી બહુ કાળ ગયો પણ એ બધા કાળમાં ખુ-લ્લો ઝઘડો તો નહીંજ પણ ખરેખર અંતઃકર્ણમાં મત્સરભાવ સુદ્ધાં એ બેમાં ઉત્પન્ન થયો નહીં. આ વાતથી એ બંને-ને તેહેમાં વિશેષે કરી અહિલ્યાબાઇને યોગ્યતા તથા ભુષણ પ્રાપ્ત થયું છે.

મધ્યહિંદુસ્થાનમાંના હોલકરના મુલકની વ્યવસ્થા અહિલ્યાબાઈયે કહેવી રાખી હતી એ વિશે જાણવું જરૂરછે. ત્રીશ વર્ષ સુધી કીંવા વધારે હોલકરના કુળનો જે ચળકાટ થયો તથા જે કીર્તિ વધી તેહેનો, અહિલ્યાબાઇનુ રાજવ્ય-વસ્થાનું સ્વરૂપ પાયો હતુ; એમાં માહાદજી સીંધીઆની બુદ્ધી, વૈભવ તથાં પ્રતાપના કારણથી જોકે હોલકરનું કુળ જરા

એકતરફ પડયું તોપણ અહિલ્યાબાઇના જીવમાં જીવ હતો ત્યાંસુધી મરાઠી રાજના મુખ્ય શાખામાંની એક શાખા એવી જે હોલકરની પદવી તે કાયમ રહી.

તુકાજી તથા અહિલ્યાબાઈ રાજના વિભાગ પાડી લઇ અધિકાર કહેવા ચલાવતાં એ ઉપર કહ્યુંછે. માળવામાં ના તથા મેવાડમાંના પ્રાંતની વ્યવસ્થા જોવી એ પોતાનું મુખ્ય કામ જોકે અહિલ્યાબાઈ સમજતી હતી તોપણ હોલકરના એકંદર રાજગાં ન્યાય નીઃપક્ષપાત અને સારાસાર વિચાર સર્વે અમલદારના અંગમાં વસે છે એમ બધાના જોવામાં આવે, તથા દેશની સ્થીતિ સુધરી પોતાની સર્વે પ્રજા સુખ ભોગવતી જોવા અહિલ્યાબાઈ બહુ કાળજી રાખતી. પોતાના અમલમાં ખલેલ લગાડવા સારૂ બીજા રાજા-રજવાડાઓયે પ્રયત્ન કર્યાથી તેનો પરાભવ કરવા સારૂ તથા પોતાના રાજનું તથા પોતાનું રક્ષણ કરવા સારૂ અહિલ્યાબાઇયે પોતાની પાસે લડાઉ સૈન્ય રાખ્યું નહોતું, ફક્ત મુલકી સીબંદી કાંઈ હતી, પણ તેહેની ન્યાઇ કારકર્દીથી દેશમાં સ્વસ્થતા રહી. પરચક્ર વિગેરે કોઇવખત પણ આવ્યું નથી. બાહારના શત્રુથી સૈંરક્ષણ કરી પોતાના ઘરનું નામ, કીર્તિ રાખવા સારૂ ઉત્તર હિંદુસ્થાનમાં તથા દક્ષીણમાં જે સૈન્ય યુદ્ધ પ્રસંગમાં લાગ્યું હતું તે ઉપર તેણીનો ભરૂંસો હતો.

બૈરાંને બહાર નીકળવા ન દેવાં અગર તેમને બુરખો ઘાલી હમેશ પડદામાં રાખવાં, આ હલકો ચાલ હિંદુસ્થાનમાં કેટલાક પ્રાંતમાં ચાલેછે, પણ ઘણા ભાગમાં આ રીત વહીવટમાં નથી. રજપુત લોકોમાંના ઉંચા લોક વિશેષે કરી, તેહેમાના રાજા લોકોયે તથા સરદાર લોકોએ આ ચાલ મુસલમાન લોકો નો લીધો છે. પ્રાચીન પુરાણો

તથા ઇતિહાસ જોતાં એમ દીસેછે કે, જે વખતે બધા હિંદુસ્થાનમાં હિંદુજ રાજ કરતા હતા તે વખતે બૈરાંને પડદાના પ્રકરણમાં તેમના હાલના રીવાજથી છેક જુદો રીવાજ હતો. તે વખતે બૈરાં પડદામાં રહેતાં નહોતાં, એટલુંજ નહીં પણ રાજ દરબારે પણ કામકાજ પ્રસંગે જતાં હતાં એમ જણાય છે. આપણા ધર્મમાં આધાર નહોવા-થીઆપણા વડીલોયે પણ નીચ પડદાની ચાલ રાખીનહોતી, માટે માહારાષ્ટ્રમાંની ઉંચી વર્ણ બ્રાહ્મણોયે તેહેનો ધીઃકાર કર્યો છે, પરંતુ કોઇક ઠેકાણે મરાઠા લોકોયે રજપુત લોકોનો ચાલ જોઇ, પોતાની બૈરીઓને પણ પડદામાં રાખવાનો ચાલ દાખલ કર્યો છે. આ રીવાજ ઉપર નજર નહીં આ-પતાં અહિલ્યાબાઇયે રાજકારભાર પોતાના ખુદ અંગ ઉપર લેઇ દરરોજ ખુલ્લા દરબારમાં કામકાજ કરવા ઘણા વખ-ત સૂધી બેસતી હતી.

સ્ત્રીને વિદ્યા ન શિખવવા વિશે હાલમાં થોડા વર્ષોથી કેટલાએક લોકોનો આગ્રહ થયો છે, તે એમ કહેછે કે, બૈ-રાંને વિદ્યા શિખવ્યાથી તેમની ચીત્ત વૃત્તીમાં ફરક પડે છે, એમ કહેવામાં તેમની મોહોટી ભુલ છે એમ કહેવું.જોઇયે, કેમકે વિદ્યા ભણીને ઘણા ગ્રંથો જોવામાં આવ્યાથી સારૂ કયુ ને ખોટું કયુ, એહેનો વિચાર કરવાની શક્તિ આવે છે; એટલુંજ નહીં પણ પ્રથમ કોણ કોણ કહેવા પ્રકારે વર્તી, કહેવાં ફળ પામી; આ વિશે ગ્રંથો વાંચ્યાથી મનને બોધ થઇ સારૂ આચરણ કરવા મન વળે છે. ત્યારે વિદ્યા-નું ફળ માઠું કેમ કહેવાય વારૂ ? તેમજ પ્રાચીન કાળની સ્ત્રીયો સુસીક્ષીત હતી એમ જાનકી, દ્રૌપદી, રૂક્ષમણી, દ-મયંતી વીગરે સ્ત્રીઓ વિશે ઇતિહાસ જોતાં જણાઇ આવે છે, તેજ પ્રમાણે અહિલ્યાબાઇ ભણેલી છતાં, લખવા વાંચવા

તથા હીસાબી કામમાં બહુ કાબેલ હતી. અહિલ્યાબાઇ રાજકારભાર ચલાવવામાં કેટલી ચતુર, દક્ષ, લાંબી નજર વાળી તથા હુશીયાર હતી, એ તેણીયે જે વ્યવસ્થા કરી હતી તે ઉપરથી જણાશે. તેણીયે વ્યવસ્થા આ પ્રમાણે કરી હતી—

પોતાને કામકાજમાં વ્યાજબી તથા પુખ્ત સલાહ આપવા સારૂ, પુખ્ત ડહાપણ વિશે, અનુભવ વિશે તથા સદાચાર વિશે કીર્તિ પામેલા એહેવા બે ગ્રહસ્થ, તાત્યાજોગ ને ભારમલદાદા એમને પોતાની પાસે રાખ્યા હતા. અહિલ્યાબાઇયે કરેલા હુકમ દીવાણે બરોબર અમલમાં લાવવા એહેવો નિયમ કર્યો હતો, ને તે પ્રમાણે બરોબર અમલમાં આવતા હતા.

રાજને મુખ્ય ઉપજ જમીનની દાણ તે રૈયતને વધારે ન પડતાં બાકી નહીં રાખતાં, બધી સરકારમાં ભરતાં ફાવે. ને સરકારને પણ કમી કરતાં નુકશાન ન આવે, એહેવી રીતે જમીનનો દર નીયમીત્ત રાખ્યો હતો.

પટેલ વિગરે વતનદાર લોક તથા જમીન ઉપરના બીજા હક્કદારના હક્ક, કેવળ ધર્મ સંબંધી વાત જાણી પવીત્ર માની ચલાવ્યા હતા.

દેવસ્થાન ધર્માદાયની નીમણુકો જે મુજબ ચાલતી આવતી તે મુજબ ચલાવવી, પણ જે હેતુથી જે નીમણુંક કરી આપી હતી તે હેતુ મુજબ બરોબર અમલમાં આવેછે કે નહીં એ તરફ બહુજ કાબેલીયતથી નજર રાખતી હતી.

હોલકરના સગાં તથા સગાંવાહાલાં એમને તેમની યોગ્ય રીતીથી નીરવાહ ચાલવા જેટલી નીમણુકો કરી આપી તેમનાં મન સંતુષ્ટ રાખ્યાં હતાં.

પોતાના નોકરચાકર તથા કામદારનો પગાર વખતેનો વખતે આપી કાર્યપ્રસંગે તેમને સરકારમાંથી યોગ્ય મદદ પણ

મળતી હતી. સારૂ કામ કરનારને ઉત્તેજન આવવા માટે, પ્રસંગે કામ સારૂ બજાવ્યા બદલ બધામાં તે કામ કરનારની સ્તુતી કરી યોગ્ય બક્ષિસ પણ આપતી. અને ખરાબ કામ બદલ તેજ પ્રમાણે ફજેત્તી કરતી.

સરદાર, દરખદારનું સારી રીતે માન મુરાતબ રાખી બરાબરીની રીતે વર્તાવતી હતી એટલુંજ નહીં પણ, તે તેમના સુખ દુઃખમાં આપણે વિભાગી છૈયે, એહેવું તેમના અનુભવમાં હર વખત અહિલ્યાબાઇ લાવતી હતી, તેથી હોલકરના રાજને કોઈ પણ પ્રકારે કમીપણું ન આવવા દેવા વિશે તે અંતઃકર્ણથી કાળજી રાખતા હતા.

હરેક ફરીયાદ એ જાતે સાંભળી જુબાબ આપતી હતી, ને જો કે હમેશાં લોકોનો ઇનસાફ કરવા, ન્યાયાધિશ તથા પંચ નિમ્યા હતા તોપણ કોઈએ ખુદ તેણીના તરફ જવા ધાર્યું તો તેમ થવું સહેજ હતું. અહિલ્યાબાઇનો હુકમ એ પરમેશ્વરનોજ એમ સમજી તેણાયે કરેલો હુકમ બંને પક્ષકાર બહુ નમ્રતાથી ને પ્રેમથી માનતા હતા. રૈયતને ન્યાય આપવો એ આપણું કર્તવ્ય કર્મ છે એમ તે પુરતી રીતે સમજતી હતી. જે વખત તેણીના તરફ અપીલો થતી હતી તે વખત ગમે તેટલો નાહાનો કજીયો હોય તોપણ તેહેની ચોકશી ગંભીરપણાથી તથા સહનશીલપણાથી ન્યાય તરફ પૂર્ણ લક્ષ આપી એ કરતી હતી.

લોકોને વહેલી દાદ મળવા માટે તેણીયે પોતાના અમુલ્ય વખત પૈકી કાંઇ ભાગ એ કામ સારૂ નીત્ય ઠરાવી રાખ્યો હતો, તે વખતે જેહેને જેહેવી અર્જ કરવાની હોય તેણે તેહેવી કરવી એમ પરવાનગી હતી. તેથી બધાની દાદ લાગી કોઇને અસંતોષ રહેતો નહીં.

સરજોન માલકમ સાહેબ અહિલ્યાબાઈ વિશે એમ

લખેછે કે, અહિલ્યાબાઇ વિશે માહીતી કહેવામાં હોલકરના કુળના સગાંવાહાલા તથા તે સંબંધના લોક પક્ષપાત કરશે એમ સમજી તથા તેણીની કારકીર્દિમાંની જે ઝીણી વાતો આપણે બહુ સાંભળીયેછીયે તેથી મન ઉપર ખોટી અસર ન થવી એમ મનમાં લાવી મેં બીજા લોકો પાસેથી આ માહીતી મેળવી. મને એમ લાગતું હતું કે, અહિલ્યાબાઇના અમલ નિચે જે પહેલા મુલક હતા તેમાં તેણીના પછી જે વીપરીત વ્યવસ્થા શરૂ થઇ તે આ વ્યસ્થાનો તેણીની વ્યવસ્થા સાથે વિરોધ જણાઇ આવવો એટલા માટે તેણીનું ચીત્ર કાઢતી વખતે ઘણોજ રંગ ભરી લોક તે શુશોભીત કરેછે, માટે મેં બધી તરેહનાને બધી જાતના લોક પાસે પુછપરછ કરી તપાસ કરવા માડયો, પરંતુ જે જે વખતે તેણીનું નામ નીકળતું તે તે વખતે લોક તેણીની સ્તુતીજ કરતા, સ્તુતી કરતા શું ? પણ આશીરવાદનો તેણીના ઉપર મેઘ વરસાવતા. ખરેખરજ લોકોની આ બુદ્ધિને ફરક આવવા સરખી એક પણ વાત માહારે કાને પડી નથી. જેટલો જેટલો વધારે તપાસ કરીયે તેટલું તેટલું વધારે આશ્ચર્ય લાગેછે. બધામાં આ વાતનું વિશેષ આશ્ચર્ય લાગેછે કે, પોતે અંગીકાર કરેલા શ્રમ પુરા પાડવા તેણીનું મન તથા દેહ બંને કેમ સમર્થ થયા? ઉમરના ત્રીસમાં વર્ષેથી શાઠમા વર્ષે કાળ થયો ત્યાં સુધી આ પરીશ્રમ એ નીરંતર કરતી. રાજકારભારમાંથી જે વખત રહેતો એ બધો ધર્મ કૃત્ય તથા ભજન પુજનમાં તે ગુમાવતી. ધર્મના કામમાં મજબુત ભાવ હોવાથી ઐહીક કામકાજ કરવામાં પણ તેણીનું મન દ્રઢ પામ્યું. એ કહેતી હતી કે, સત્તાના જોરથી જે જે હું કરીશ તે તે માટે ભગવાન પાસે માહરે જુબાબ દેવો પડશે. બહુ સખ્તીની સજા આંપવા

વિશે જ્યારે તેણીના મંત્રી આગ્રહ કરતા ત્યારે ધાર્મીક પણું તથા પરોપકારમાં તલ્લીન થયેલો આ દેહ કહે કે ભગવાને નિરમાન કરેલા પ્રાણીનો નાશ કરવામાં આપણે બધા મૃત્યુ-લોક વાલાયેસાવધગીરી રાખવી.

ઉપર મુજબનું વર્ણન પરદ્વીવસ્થ યૂરોપીયન સાહેબ છતાં કર્યું ત્યારે એ સાધ્વીની સ્તુતી આપણા લોકોએ કેટલી પણ કરી તોપણ તે થોડી છે એમ કહેવું જોઈયે.

માણસનું મન ચંચળ હોવાથી તેહેને સ્વાધીન રાખવા બહુ પ્રયાસ પડે છે, અને તે જો સ્વાધીન ન થયું તો પ્ર-સંગે કુમાર્ગ તરફ લાગી મનુષ્ય જીવને થનારૂ ચીર કાળ સુખ તેહેનો લય થઇ હમેશાં દુઃખ સાગરમાં ડુબકીયો મારવા લાગે છે. યોગી આ મન સ્વાધીન થવા અનેક ઉ-પાય કરી તેહેને પોતાને સ્વાધીન રાખે છે. પણ સંસારમાં રહી યોગી માફક કરવા બહુ અડચણો પડે છે, એ માટે સુજ્ઞ લોક એ મનને હમેશ કાંઇ પણ ઉદ્યોગમાં લગાડી તેહેને આમ તેમ ભટકવા વખત મળવા દેતા નથી. તેથી તેહેને કુમાર્ગ તરફ વળી, તેથી થતા વિપત્તીકારક પરીણા-મનો અનુભવ લેવા સવડ રહેવા દેતા નથી. એહેવા પ્રકારના વિચાર મનમાં લાવી પોતાનો બધો વખત સર્વ કાળ કેવી રીતે વાપરવો તથા મનને ભટકવા બીલકુલ આવકાશ ર-હેવા દીધો નહીં, એ તે દાહાડો કેમ ગુમાવતી એ વિશે નીચે હકીકત જણાશે.

સવારે સૂર્ય ઉગતાં પેહેલાં એક કલાક એટલે પાંચ વાગતાં ઉઠી નહાઇ. સાત વાગતાં સુધી દેવ પુંજા કરતી, પછી દોહોડ કલાક સુધી પુરાણ સાંભળી દાન આપતી, ને નવ વાગતાં બ્રાહ્મણો ભોજને બેસાડતી, તેમનો સમાચાર પોતે સમક્ષ ઉભી રહી લેતી. બ્રાહ્મણ જમી ઉઠયા પછી

પોતે જમવા બેસતી. અહિલ્યાબાઇની જાતના લોકને માંસાન્ન ખાવા હરકત નહીં એમ છતાં તેણીયે તે ખાવું બીલકુલ વર્જ કર્યું હતું. તેણીના જમવામાં બધા પદાર્થ હોય. જમી રહ્યા પછી એક કલાક પરમેશ્વરનું ચીંતન તથા ભજન કરવા બેસવું, ને તે પછી હોલકરના કુળમાંના સગાંવાહાલા લોકો પૈકી જેહેને વિનંતી વીગરે કરવી હોય તેણે આવી ખાનગી સબંધથી પોતાની હકીકત કહેતા જવી. આ મુજબ કરી સુમારે એક વાગતાની વખતે થોડો વખત સુઇ રહી બે વાગતાના સુમારમાં પોશાક પેહેરી દરબારમાં જવું. ત્યાં રાજના સર્વે કામ તપાસવાં. સાંજના છ વાગતાં સુધી બેસતી ને સાંજ થતાંજ ફરી નહાઇ આઠ વાગતાં સુધી પુંજા અર્ચા કરતી, પછી વાળુ કરી નવ વાગતાંના સુમારમાં ફરી સરકારી કામ કરવા માંડતી તે અગીયાર વાગતાં સુધી કરતી, પછી અગીયાર વાગ્યા બાદ સુવા જતી. આ મુજબ જનમારા સુધી તેણીયે, ભજન, પુજન, મીતઅહાર તથા પરીશ્રમ એમાં વખત ગુમાવ્યો. અપવાસ, તહેવાર તથા અડચણના સરકારી કામના દીવસો બાદ જતાં ઉપર મુજબ કાળ કાહડતાં કોઇ દીવસ પણ અંતર આવતો નહોતો. ઉપવાસ અહિલ્યાબાઇ બહુ પાળતી.

લોક, સાંભળી આશ્ચર્ય પામે એહેવો યશ પોતાના મુલકનો બંદોબસ્ત રાખવામાં અહિલ્યાબાઇ શિવાય અર્વાચિન કાળે બીજા રાજાને પ્રાપ્ત થયાનું જાણવામાં આવ્યું નથી. પરરાજ સાથે તેણીનો એટલો વ્યવહાર રહ્યો હતો કે, ઘણું કરી તેણીના રાજ ઉપર કોઇયે પણ સ્વારી કરી નથી. એક વખત ફક્ત ઉદેપુરના આળસુ રાણાના ભાયાદ લોકોયે રામપુર લેવાનો યત્ન કર્યો હતો, ને તેમને કાંઈક દીવસ સુધી તે રાણાયે મદદ આવી હતી, છતાં તેહેમાં

તેમને યશ પ્રાપ્ત થયો નથી. કારણ અહિલ્યાબાઇને ઉદેપુરના રાણાનો હેતુ સમજાતાંજ પોતાની પાસેના સીબંદીના મુખ્ય અધિકારી સરીફભાઇની સાથે કાંઇક સીબંદી આપી શત્રુ ઉપર મોકલ્યો. સરીફભાઇયે મંદોસરની ઉત્તરે બાર ગાઉ પર પળસુંઠા નામનું ગામ છે, ત્યાં રાણાની ફોજ સાથે મોહોટી લડાઇ કરી શત્રુની ફોજનો બીલકુલ પરાજ્ય કર્યો. પોતાનો પરાજ્ય થયો જોઇ રાણાયે સલાહનું કહેણ ચલાવ્યું. અહિલ્યાબાઇયે પોતાનો જ્ય થયો માટે તેહેનો ધિક્કાર ન કરતાં, રાણાના કહેવા મુજબ તહ કરવાનું કબુલ કર્યું. બાહારના રાજાઓયે અહિલ્યાબાઇના રાજઉપર હલ્લો કર્યો નથી. એ તે કાળની બ્યવસ્થા તથા સ્થાતી જોતાં આશ્ચર્ય પમાડે છે. તે કરતાં પણ વિશેષ આશ્ચર્ય માનવાનું કે રાજમાં તેહેની બ્યવસ્થામાં પણ બીલકુલ હરકત આવી નથી. નીરૂપદ્રવીત એને તથા તે મુજબ લોકોને ઉપદ્રવ આપનાર બંડખોર અને લુંટ કરનારા લોકો સાથે અહિલ્યાબાઈયે જે વર્તણુક રાખી તે વર્તણુકનું આ ફળ છે. નીરૂપદ્રવી લોકોને તે મમતાથી તથા ભક્તિથી વર્તાવતી, અને બદમાશ લોક સાથે સખ્તીથી તથા કરારથી વર્તતી તોપણ તેહેમાં ન્યાય તથા સારાસાર વિચાર જોતી.

રાજમાંના કારભારી લોકો બહુ દિવસ અધિકાર ઉપરે રહે છે કીંવા વારે વારે બદલે છે તેમજ માહાલી તથા મુલકી કામદાર લોકોની કીર્તી સારી છે અગર જુલમી ને ગેર ઇનસાફીપણાનો છે એ જોઈ, રાજ સારૂ ચાલે છે કીંવા ખરાબ ચાલે છે, એહેનું સેહેજ અનુમાન કરાય તેવું છે. અહિલ્યાબાઇની સર્વ કારકીર્દીમાં એક ગોવીંદ પંથ ગાનુનો કારભાર હતો. ગોવીંદપંથ એ બહુ હુંશીઆર માણસ હતો. અહિલ્યાબાઇના બીજા કામદારો પણ વધારે બ-

દણાતા નહોતા. ઈંદોરના ફુગાવીસદારનું કામ ત્રિશ વર્ષોથી વધારે ખંડેરાવ નાગના બ્રાહ્મણ પાસે હતું. એ ખંડેરાવ વધારે જુલમ ન કરતાં પોતાનું કામ વખતેને વખતે, સાહુચેતીથી તથા હુંશીઆરીથી કરતો એ જોઇ અહિલ્યાબાઈ નેજે આનંદ થતો તે કરતાં તેહેના અમલ નીચેની રૈયત સુખી ને સમાધાનીમાં હતી ને તે ખંડેરાવના સારાપણાનું વર્ણન કરતી એ જોઇ તેણીને વધારે આનંદ થતો.

ઇંદોર પહેલાં બહુ નહાનું થોડી વસ્તી વાળું ગામ હતું તેને અહિલ્યાબાઇયે માતબર શેહેરની યોગ્યતામાં આણ્યું એથી ઇંદોર ઉપર તેણીની બહુ પ્રીતિ હતી તેમજ ઇંદોરમાં રહેનારા ઉપર પણ તેજ પ્રમાણે મમતા કરતી એ વિશે ઘણા ચમત્કારીક ઉદાહરણો છે; તે એહેવાં કે એક વખતે દેવીચંદ એ નામનો એક તવંગર શાહુકાર પેટે સંતાન છતાં ઇંદોરમાં મર્ણ પામ્યો તે વખતે તુકાજી હોલ્કરનું સૈન્ય તળ ઈંદોરમાં પડયું હતું. કેટલાક મતલબી લોકોની નીચ સલાહથી આ શાહુકારની સંપત્તીનો કાંઇ ભાગ લેવો એવું તુકાજીના મનમાં આવ્યું એ જોઇ દેવીચંદની બાયડી તુરતા તુર્ત અહિલ્યાબાઈ પ્રાસે મહેશ્વર ગઈ અને બધી હકીકત તેણીને કહી, માહારૂં સૈરક્ષણ કરો, એમ વિનંતી કરી અહિલ્યાબાઈએ તેણીનું બધું બોલવું સાંભળી લઈ, દેવીચંદના ઘરબારનો જે માલ મતાતેની એ બાઇ પુરી માલીક છે એમ ઠરાવી તેહેણીને વસ્ત્રો તથા અલંકાર આપી તુકાજીને પત્ર લખી મોકલ્યો કે, તમારે ઇંદોર પાસેથી કાંઇ અંતરે ઉતરવું તથા જુલમ કરી માહારા શેહેરમાંની લાડકી પ્રજાને ત્રાસ આપવો નહીં. એ પત્ર જોતાં જ પ્રથમ કરેલી ચુક બદલ અહિલ્યાબાઇની એકદમ ક્ષમા માગી હુકમ થયા પ્રમાણે વર્તન કર્યું. આ વાતથી ઇંદોર

વાશી લોકોને અહિલ્યાબાઈ અંતઃકર્ણથી બહુજ પ્રીય થઈ. ઇંદોરમાં આજ સુધી પણ અહિલ્યાબાઈના નામપર લોકોની ભકિત છે, એટલુંજ નહીં પણ એ નામની સવારે પુંજા કરી ધ્યાન તથા સ્મર્ણ કરે છે એમ કહીયે તો પણ ચાલે. એ મુજબ એકલા ઇંદોરમાંજ હતું એમ નહીં પણ માળવામાં પણ કેટલેક ઠેકાણે છે ત્યાં પણ એહેવું વર્તનક્રમ જાણવામાં આવે છે.

હોલકરના રાજમાં સાતપુડા ડુંગર આવ્યો છે, ત્યાં ગોંડ તથા ભીલ લોકોની વસ્તી વિશેષ છતાં ડુંગર બહુ વિકટ તથા ઉત્તર હિંદુસ્થાનમાં જવા આવવાનો મોટો રસ્તો છે. આ રસ્તા ઉપરથી જનારા આવનારા પ્રવાશી તથા વેહેપારી લોક જાપતા સારૂ બહુ મજબુત સીબંદી લીધા વગર જતા નહોતા. સારો જાપતો હોવા છતાં પણ કેટલીક વખત માર્યા જતા. આ રસ્તા નજીક જે ભીલ લોક રહેતા હતા તેમણે જનાર આવનાર લોકો પાસેથી કાંઇ હકક લેવો એમ રીવાજ પાડયો હતો. આ ભીલ લોકો પાસેથી હોલકર સરકાર ઉધડ આંકડો કરીને, દરસાલ ખંડણી લેતા હતા. એમાંના કેટલાકોને ગીરાસીયા પણ કહેતા હતા. એ મુજબ હોલકરના રાજમાં બીજે ઠેકાણે પણ ગરાશીયા તથા મેવાશી લોક રહેતા હતા, તે પૈકી ઘણા ખરાનો ધંધો લુંટફાટ કરવાનો હતો.

એમની સાથે અહિલ્યાબાઈ એહેવી યોગ્યતાથી ને વિચારથી વર્તતી કે, તે જે નીચ ધંધો કરતા હતા તે તેમને છોડી દેવો પડયો. એટલુંજ નહીં પણ તેમના તરફથી ખંડણી લેવા કોઇ વખતજ હરકત પડવા લાગી. એકાદ વખત તેમના તરફથી ગેરવર્તણુંક થઇ અગર ખંડણી આવવા હરકત પડી તો તે જ્યારે જોસથી પત્ર લખતી ત્યારે

તેમને એટલી દેહેશત બેસતી કે, તે કારજ થતું. એ તેહેણીનું જોસથી લખવું જેવું સખ્ત હતું તેમજ યથાર્થ પણ હતું. એ લોકોએ પોતે હક્કદાર છીએ એમ ઠરાવ્યું હતું એમની સાથે અહિલ્યાબાઈયે સામો પચારથી તથા યોગ્ય રીતથી ઠરાવ કર્યા હતા. માટે ઘણું કરી શાંતતા તથા સમાધાની થઈ હતી. તેણીયે જે ઠરાવ કર્યો હતા તે પણ તેણીના ખાસ રાજમાંની વ્યવસ્થા પ્રમાણે ઉત્તમ હતા. હવે એ લોકોનો બંદોબસ્ત કરવામાં જોકે તેણીને પૂર્ણ પણે યશ મળ્યો નથી તોપણ તેણીના સામર્થમાં અને ખબડદારીમાં ખામી આવી છે એમ નથી, તેહેનાં કારણો જુદાંજ છે તે વિશે પહેલાં તેણીયે સામોપચારના ઉપાય યોજ્યા પરંતુ તેથી કેટલુંક બરાબર હાંસલ નીકળવાનું નથી એ જોઇ પછી તેમની સાથે વિશેષ સખ્તીના ઉપાય કરવા શરૂ કર્યા, તથા તે પૈકી કેટલાક કોઇ વખત પણ સુધરવાના નથી એહેવાજ (અત્યંત) બહુજ દુષ્ટ હતા તેમને ફાંશી ચડાવ્યા. એ લોકોમાં મનરૂપસિંગ કરીને એક પ્રસિદ્ધ ગરાશીયો હતો એ ફાંશી ગયો. આ પ્રસિદ્ધ ધાડ પાડનાર નર્મદાને કાંઠે શીકર્ણીયાના કોલ્લામાં રહેતો હતો. આ યોદ્ધા સરદારના વૈશજોનો દગો બંધ પાડવા સારૂ અંગ્રેજસરકારને સતત ત્રણ વર્ષ ત્રાસ વેઠવો પડયો, તે ઉપરથી કેવા કેવા દુષ્ટ કૃત્યથી પોતાના સ્વભાવને છોડી સખ્તી કરવી અહિલ્યાબાઈને જરૂર થએલી હોવી જોઇએ એ સેહેજ લક્ષમાં આવે તેહેવું છે. એવા પ્રકારના સખ્ત સીક્ષાના ઉદાહરણો અહિલ્યાબાઇની કારકીર્દીમાં બહુજ થોડાં થવાં. યોગ્ય વખતે બહુજ દુષ્ટ ધાડ પાડનારના મનમાં કેવી દેહેશત પેસાડવી એ જો કે અહિલ્યાબાઈ જાણતી તોપણ દયા તથા સમોપચારના ઉપાયની એ ઘણુંકરી યોજના કરતી. ગોંડ

તેમની જન્મ આદત ઉપર બહુ વિચારથી નજર પહોંચાડી પહેલાં કરતાં સારી રીતે પોતાનો નીરવાહ કરો; એહેવો તેમને હંમેશાં ઉપદેશ કરતી, તથા આશપાશના ડુંગરમાંથી જે માલ જતો હતો તે ઉપર તેમનો પેહેલાંથી જે કર લેવાનો રીવાજ ચાલતો આવ્યો હતો તે તેમના તરફ ચાલુ રાખ્યો. તે કરને "ભીલ કોડી" એમ કહેતા. જુદા જુદા નાકાં ઉપર આ કોડીની કીમત જુદી જુદી હતી, પરંતુ દર બેલ ઉપર અડધા પૈસાથી કોઈ ઠેકાણે પણ વધારે નહીં હતી. આ શિવાય અહિલ્યાબાઇએ તે લોકો પૈકી કેટલાએકને પડતર જમીન પૈકી પુષ્કળ જમીન તેમના નીરવાહ સારૂ આપી તેમની પાસેથી કબુલતો લખી લીધી કે, અમો રસ્તાની લુંટ ન કરતાં બીજાઓને પણ લુંટ કરવા દેનાર નથી. ને જો કદાચીત અમારી હદમાં કોઈ ઠેકાણે લુંટ થાય તો તે લુંટ કરનારનો પત્તો લગાડી આપી, ગએલો માલ અણાવી આપીશું, જો અમારા તરફથી માલ પાછો નહીં લાવી અપાય તો તેહેની કીમત ભરી આપીશું. એહેવી અનેક તરેહની યુક્તિઓ તેણીયે યોજી, પોતાની કાર્કિર્દીની આખર સુધી તે લોકોનું મન દુષ્ટ ધંધા તરફ વળવા દીધું નહીં એટલુંજ નહીં પણ ડુંગરમાંના ઘણાંજ જંગલી ભીલ સુદ્ધાં હાલના કાળમાં અહિલ્યાંબાઇયે આપેલું ચલાવવું એવા માગણા કરતાં વધારે માગતા નથી. રાજવ્યવસ્થા પૈકી આ કઠણ સ્થળે તેણીયે શાણપણાની વર્તણુંક કરી તે વર્તણુંકને શું ઉપમા આપવી એ કહેવાઇજ શકાતું નથી.

પોતાની આસપાસના સર્વ લોકની સંતતી સંપતી વીગેરે ભરચક થયેલી જોવી એ તેણીના મનનો મુખ્ય હેતુ હતો. લોકો વાતો કહેછે કે, શાહુકાર, વાણીયા, ઉદ્યમી, જ-

ગીદાર, વતનદાર તથા ખેતીવાડી કરનાર ધનવાન થાય છે એવું અહિલ્યાબાઈની નજરે પડયું એટલે તેણીને વધારે આનંદ થતો. વધારે સંપતી રૈયત પાસે થઇ એટલે પ્રસંગે તેમની પાસેથી આપણુને વધારે પૈસો ઉધરાવવો સુર્લભ પડશે, એહેવી અહિલ્યાબાઇ હાલના કેટલાક રાજા પ્રમાણે ન સમજતાં ઉલટું તેણીની એવી સમજ હતી કે, એથી તે વધારે ભક્તીને તથા શૌરક્ષણુને પાત્ર થાયછે.

એક વખતે એમ થયું કે, શીરોજમાં ખેમદાસ એ નામનો એક શ્રીમંત શાહુકારને પેટે સંતાન નહીં છતાં મર્ણ પામ્યો તે વખતે ત્યાંના કુમાવીસદારે તેની બૈરી પાસે ત્રણ લાખ રૂપૈયા નજરાણો માગ્યો અને એવી ધમકી આપી કે, જો એ રકમ વેળાસર આપવામાં નહીં આવે તો તાહારો માલ ને સર્વ મીલકત જપ્ત કરી સરકાર ત્રીજોરીમાં જમા કરીશ. ખેમચંદના સગાં તથા ઇષ્ટ મીત્રોએ તેની બૈરીને દત્ત પુત્ર લેવા સલાહ આપી, પણ કુમાવીસદારે ખાત્રીથી કહ્યું કે, મેં કહેલો નજરાણો આપ્યા વગર દત્તક લેવા વીશે હું પરવાનગી આપનાર નથી. ખેમચંદની બૈરી પોતાના ભત્રીજાને દત્તક લેનારી હતી. કુમાવીસદાર નજરાણા શિવાય દત્તક લેવા દેતો નથી તેથી પોતાના ભત્રીજાને, તથા ઘણાં સગાં વાહાલાં તથા ઇષ્ટ મીત્રોને સાથે લઈ, તરત અહિલ્યાબાઇ તરફ મહેશ્વર ગઇ. અહિલ્યાબાઇયે તેમને કેમ થશે, શું થશે એ ફીકરમાં એક દીવસ પણ રહેવા ન દેતાં તેણીયે તરત પોતાના કુમાવીસદારને કામ ઉપરથી કાઢયો. દત્તક કબુલ કર્યો. ને થોડો પણ નજરાણો લીધો નહીં. દત્તક આપેલા પુત્રને પોતાના ખોળામાં લઈ તેહેને વસ્ત્રો પોશાક આપ્યાં. દાગીના આપ્યા. પાલખી આપી, ને પાછાં શીરોજ મોકલ્યાં. ત્યાં તેણીના શાણુપણુની,

સારાપણાની તથા ન્યાયનાં વખાણ તે લોક જીવમાં જીવ હતો ત્યાંસુધી કરતા હતા. અહિલ્યાબાઈના નીઃરપેક્ષ પણાની એહેવીજ બીજી વાતછે કે. તાપીદાસ તથા વનારશીદાસ એ નામના બે ભાઈ ખરગોણમાં શાહુકાર હતા. તે બંને જણાને સંતતી ન છતાં લગોલગ એક પાછળ એક મૈયત થયા, તેમની પાસે બે લાખ રૂપીયા રોકડા તથા બે લાખનું લોકો તરફ લેહેણું હતું, તાપીદાસની સ્ત્રી મહેશ્વર અહિલ્યાબાઇ પાસે આવી, ને તાત્યા જોગના મોટા ભાઇના દ્વારે તેણીયે અહિલ્યાબાઇને સમજાવ્યું કે તમારી સંભાળનીચે માહારા વરે તથા દીયરે મેળવેલી સંપતી હું તમને આપુંછું, પણ અહિલ્યાબાઇયે તેહેનું કહેવું ના કબુલ કરી તેણીને કહ્યું કે, જો તારે સંપતી ના જોઈતી હોય તો તું દાન ધર્મ કર અગર લોક ઉપયોગી થઈ તાહારા પતીનું નામ કાયમ રહે એવી કાંઈ ઈમારત બાંધ. તાપીદાસની સ્ત્રીયે અહિલ્યાબાઇનું કહેવું શીર સાવન કરી ખરગોણની નદીનો એક ઘાટ બાંધી ઉપર એક ગણપતીનું દેવાલય બાંધ્યું. આ બેઉ કામો અહિલ્યાબાઇયે ના કહેલી સંપતીની કહેવી વ્યવસ્થા થઇ તેહેની આ નીશાનીયો છે.

અહિલ્યાબાઈની રાજમાંની વ્યવસ્થા બદલ ઝીણી વાતો લખવા માંડે પાર આવનાર નથી એટલુંજ કહેવું બસછે કેમકે, માળવા પ્રાંતમાં બધા લોકોની એક બુદ્ધિયે તેણીને સારી રાજવ્યવસ્થાનું પીયર ઘર ઠરાવ્યુંછે. તેહેના નામનો એટલો સારો મહીમાછે કે, કોઇ પણ ગ્નાતી તેણીના વખતનો દાખલો બતાવ્યો એટલે કાંઈપણ હરકત કહાડતીનથી.

અહિલ્યાબાઇનો પત્ર વ્યવહાર હિંદુસ્થાનમાંના અત્યંત દુર દુર ઠેકાણે પણ હતો. કોઇ ઠેકાણે રાજ્યકીય કારણ સંબંધે, કોઇ ઠેકાણે ધર્મ સંબંધે, એ પત્ર વ્યવહાર થ

ધર્મ સંબંધી પત્ર વ્યવહાર બ્રાહ્મણદ્વારે ચાલતો હતો, ધાર્મીક બુદ્ધિથી જે દાન ધર્મ તે કરતી તે પણ તેમના દ્વારેજ થતું હતું. અહિલ્યાબાઇનું ઔદાર્ય અમર્યાદ હતું. તેહેની સાથે બરોબરી કરવા હાલના કાળમાં કોઈજ થયું નહીં એમ કહીએ તો પણ ચાલે. એક વખત ખજાનામાં તપાસ કરી બ્રહ્મણને બોલાવી સંકલ્પ કહેવા કહ્યું, અને પોતે હાથમાં તુળશી પત્ર અને પાણી લઇ સર્વ ખજાના ઉપર મુક્યું, તેમાંથી જેમ જેમ દાન ધર્મને તથા ધર્મ કૃત્યને પૈસો લાગે તેમ તેમ લઇ બધા પૈસાનો સદવ્યય કર્યો. પ્રવાશી લોકોને સુખ થાય એ હેતુથી પોતાના બધા રાજમાં ઠેકાણે ઠેકાણે ધર્મશાળા, તળાવ તથા વાવો બંધાવી. તેમજ જામના કીલ્લા પાસે જ્યાં વિંધ્યાદ્રીનો છેક નજીક મોટો કડો તૂટયો હતો ત્યાં બહુ પૈસો ખર્ચ કરી ઘાટ બાંધ્યો તેથી કરીને જનાવરો તથા માણસોને તે રસ્તે જવું આવવું સુલભ થયું. મહેશ્વર તેણીને રહેવાનું બહુ ભાવતું ઠેકાણું હતું. ત્યાં નર્મદા નદીને ઘાટ બાંધવામાં તથા દેવના મંદીરો તથા બીજી ઈમારતો બાંધવામાં તેણીયે બહુ ખર્ચ કર્યો. માળવામાંના આપણા બધા રાજમાં બહુ દેવનાં મંદીરો બાંધ્યાં, હેદ્દ હાંડા સામુ ને માવર ગામે તેણીયે એક દેવાલય બાંધ્યું છે, તે જો કે નહાનું છે તો પણ તે પ્રાંતમાં હાલ જેટલી બીજી ઈમારતો છે તેમાં તે બહુંજ સારૂં વખાણવા જોગ છે. તેણીએ કેવળ ધર્મ સંબંધીની ઇમારતો બાંધવામાંજ ખર્ચ કર્યો એમ નથી, રાજની મજબુતી રાખવા સારૂ જે કિલ્લાની જરૂર એહેવા પ્રકારના કિલ્લા પણ ઘણા બાંધ્યા. ઉપર કહ્યું એ ઉપરથી અહિલ્યાબાઇનું ઔદાર્ય કેવળ પોતાના રાજ જેટલુંજ હતું એમ કોઇના માનવામાં આવશે, પણ તેવું નહોતું; હિંદુસ્થાનમાંના સર્વ ભાગ-

માંના મુખ્ય મુખ્ય તિર્થોની જગ્યો તેમજ સારા સારા ક્ષે-
ત્રો છેક પૂર્વે કટક પ્રાંતમાં જગન્નાથથી તે પશ્ચિમે ગુજરાત
માંના કાઠીઆવાડમાંના દ્વારકાં સુધી, ઉત્તરે હિમાલયના
બરફથી ભરેલા પહાડમાં કેદારનાથ તથા ગંગોત્રી સુધી ત-
થા દક્ષિણે કન્યાકુમારી પાસે રામેશ્વર સુધી તેણીએ ધર્મ-
શાળાઓ બંધાવીયો છે, તથા અન્નછત્ર વીગેરે કારખાનાં
રાખ્યાં છે. આ સર્વ ઠેકાણે દાન ધર્મ તથા અન્નછત્રના
ખર્ચ સારૂ દરસાલ ઇંદોરથી અહિલ્યાબાઇ પૈસો મોકલતી
હતી. આ શિવાય નાહાના તિર્થની જગાએ પણ તેણીના
તરફથી દરસાલ પૈસો જતો હતો. આ નિયમીત ધર્મ શિ-
વાય તેણીનું નીત્ય દાન ધર્મ હતું. દક્ષિણ હિંદુસ્થાનના જુ-
દા જુદા ઠેકાણાના મહાદેવના મંદીરમાં અભિષેક સારૂ રો-
જ ભાગીરથીનું પાણી પોહોચતું કરતી હતી. આ કારણ-
થી તેણીની બાજી વાતો કરતાં આથી વધારે કીર્તિ થઇ.
તેણીનો સ્વધર્મ ઉપર નિષ્કપટ દૃઢ ભાવ હતો. તથા દેવની
પુજા અર્ચા કરી કૃપા મેળવવી ને તેથી પોતાનું ને પોતા-
ના દેશનું કલ્યાણ થવાનું એવી તેણીની ઇચ્છા હતી.
તથા એ ઈચ્છાથીજ ઘણું કરીને ઉપર લખેલા હિંદુસ્થા-
નના વીસ્તીર્ણ ભાગ ઉપર થયેલા તેણીના દાન કૃત્યો ઉત્પન્ન
થયેલા હોવા જોઇએ.

.તેણીના એકંદર દાન ધર્મમાં તથા કામ કારભારમાં
એહેવાં બધાંજ ભુત ભક્તિનો અંકુર જણાઇ આવે છે.
તેહેને ખરા શાણપણનું તથા લોકોપકારનું રૂપ હોય. એ
દરરોજ ગરીબ અનાથને અન્ન આપતી અને વાર તેહેવારના
દિવસે ઘણાજ નીચ નાતીના લોકોને પણ પકવાનો મનમાં-
ન્યા આપતી હતી. ઉષ્ણકાળમાં તરશ્યાં થયેલાં મનુષ્ય પ્રા-
ણી તથા સર્વે પ્રકારનાં જનાવરોને પાણી મળવા સારૂ ઠેઠ

ઠકાણે ઠેકાણે ધર્મની પરબડીયો રાખીયો હતી. તેમજ વધા-રે શીઆળાનો આરંભ થનાર તે પેહેલાં ઘણા ખરા આશ્રીત લોકોને તથા અપંગ થયેલા પ્રાણીને ટાઢ મટવા સારૂ લૂ-ગડાં આપતી હતી એથી કરીને સર્વ ભૂત દયા વિશે તેણી-ની બુદ્ધિની વારે વારે સીમાજ થયાનું બધાઓને નજરમાં આવતું. જંગલમાંના પશુ, હવામાંનાં પક્ષી, નદીયોમાંનાં માછલાં આદિજીવ, જમીન ઉપરની કીડીઓ, એ પણ તેની દયાને ઔદાર્યનો ઉપભોગ લેતાં. જંગલમાંનાં પશુને સારૂ ઠેકાણે ઠેકાણે પાણીના કુંડ ભરાવી રાખતી હતી. તથા તે-મને ખાવા સારૂ ઠેકાણે ઠેકાણે ધાન તથા રાંધેલું અનાજ દરરોજ રાખવામાં આવતું. પક્ષીઓ સારૂ દરગામે પર-બડીયો એટલે ખબુતરખાનાં બાંધી તેહેમાં ધાન્ય તથા પા-ણી રાખવામાં આવતું. નદીમાંનાં તથા તલાવમાંનાં માછ-લાં સારૂ મમરા ચણા તથા ભોયમગની શીંગો તથા ઘઊં-નો લોટ ઠેકાણે ઠેકાણે દરરોજ પહોચતો હતો. કીડીયોને ખાંડ નાંખવા સારૂ સેંકડો નોકર લોક ગલી ગલીમાં ખાંડ લઇ ફરતા હતા, એજ મુજબ ઉષ્ણકાળમાં મહેશ્વર પાસે-ના ખેડુત લોક બપોરે ખેતરો નગરેછે તારે અહિલ્યાબાઈના નોકર લોક બેલને તથા ખેડુત લોકોને ટાહાડું પાણી લઈ ખેતરમાં જતા અને તેમની તરશ મટાડતા, એજ મુ-જબ ખેડુત લોક પોતાના ખેતરમાં ઉત્પન્ન થયેલું અનાજ પાખરેયને ખાવા સારૂ તેમને હાંકતા. તે પાખરોને ધાન મળે એ સારૂ અહિલ્યાબાઇ દર ગામની શીમમાં ઠેકાણે ઠેકાણે ખેતરો વેચાતી લઈ પાખરો સારૂ રાખતી: તે ખે-તરોમાં પાખરોની ટોળીઓને ટોળીઓ રહી ધાન ખાઈ પોતાનો નીર્વાહ કરતા, તેમને પાણી પીવા સારૂ દરેક ખે-તરમાં પાણીની કુંડી ભરી મૂકવામાં આવતી હતી.

સદરહુ મુજબ અહિલ્યાબાઈની ત્રિલોક્ય દયા જોઇ કેટલાક હાલના વિદ્વાનોને હસવું આવશે. તથા ધર્મસબંધી તેણીના બધા દાનોનો મુખ્ય ઓંશ બ્રાહ્મણોને મળશે. તે જોઈ તથા દુર દુર દેશમાં અન્ન વસ્ત્રો તથા દેવનાં મંદીરો બાંધવા સારૂ તથા તેનો ખર્ચ ચલાવવા સારૂ તેણીએ પોતાના સંસ્થાનની બધી સંપત્તિનો ખર્ચ કર્યો. એ જોઇ તેણીને દોષ આપવો એહવું કદાચીત કેટલાકને લાગશે તો તે તેમની ચુક છે એમ કહેવા હરકત નથી. કારણ તેણીના આ કૃત્યોથી જે તેણીયે ત્રીસ વર્ષ સતત રાજ્ય કર્યું ને તેમાં પ્રજા સુખી, સંતોષી તથા લક્ષ્મીવાન રહી તથા પર ચક્રથી તેણીના રાજ ઉપર એક વખત પણ ચઢાઇ થઇ નથી. સાતપુડામાંના ભીલ તથા ગોંડ લોકો જે હમેશ રસ્તે લુંટ તથા ચોરી કરી પ્રવાશી તથા વહેપારી લોકોને ત્રાસ આપતા હતા તેમના ઉપર સખ્તી ન કરતાં તે શાંતતાથી રહી પોતાની ઉપજીવીકા બીજા ઉપાયથી કરી છેક નીર ઉપદ્રવી થયા. આ ફળ કેવળ તેણીના ઉપરના સદગુણનાજ કહેવાં જોઈએ.

અહિલ્યાબાઇયે જે ધર્મમાં પૈશો ખર્ચી પોતાના નામને પુજ્ય કર્યું, તેહવો પૈશો તેણીયે મુલકના બંદોબસ્ત સારૂ ફોજ વધારે રાખી તેહમાં ખર્ચ કર્યો હોત તોપણ એહવી રીતે મુલકનો નીરવીઘ્ન બંદોબસ્ત કોઇ વખત પણ રહ્યો નહીં હોત.

સરજોન માલકમ સાહેબ આ વિશે એમ લખે છે કે, "મેં" એક વખતે ભાષણમાં અહિલ્યાબાઈના દાનધર્મ કરવાના કામમાં વિશેષ ખર્ચ કર્યાં બદલ દોષ આપતાં." મને એક વિદ્વાન બ્રાહ્મણે પૂછ્યું કે, જે દ્રવ્ય અહિલ્યાબાઇયે દાન ધર્મ તથા સારાં કૃત્યમાં ખર્ચ્યું તેથી બમણું લશ્કર ઉપર

ખર્ચ્યું હોત તો ત્રીશ વર્ષ વધારે તેણીનો મુલક પૂર્ણ શાંત્તી-નો અનુભવ લેતે કે? તથા તેણીની પ્રજા સુખી રહેતે કે? તથા તેણીનું પોતાનું નામ પુજ્ય થયું હોત કે ? અહિલ્યા-બાઇની નિષ્કપટ ધર્મ બુદ્ધિ વિશે કોઈ સંશય તો લેતું ન-થી પણ, કેવળ દુનીઆદારીનાં શાણપણથી એ વર્તત તો-પણ પોતાના હેતુ સીદ્ધ થવા જે તેણીયે ઉપાય કર્યો તે શી-વાય બીજો ઉત્તમ ઉપાય તેણીને મળ્યો નહીં હોત." આ ગ્રહસ્થ વધારે કહેવા લાગ્યો કે, "તેણીની કાર્કિર્દીની આ-ખરે હું પુનામાં મોહોટા કામ ઉપર હતો તે વખત ફ્કત તેણીનું નામ લેતાંજ લોકોની બુદ્ધિ કેમ થતી એ હું પાકું જાણુંછું.

મરાઠી રાજા રજવાડામાં તો તેણીની સાથે વેર કર-વા અગર તેણીના ઉપર કોઇ ચઢી આવ્યું છતાં તેણીની મદદમાં ન જવું એ ગૌહત્યા જેવું મહાપાતક સમજવામાં આવતું. બધા પ્રકારના લોકો તેણીનાપર સરખીજ બુદ્ધિ રાખતા, જે તરેહથી પેશવા તેણીની યોગ્યતા રાખતા તેજ તરેહથી હૈદ્રાબાદનો નીઝામ તથા મૈસુરનો ટીપુ સુલતાન રાખતા. તથા હિંદુ પ્રમાણેજ મુસલમાન લોક ઇશ્વરનું સ્તવન કરતા કે અહિલ્યાબાઇની કીર્તિ રહો તથા એ ચીરકાળ રહો."

માણસને કસોટીયે લાવવા સારૂ તેહેના ઉપર અનેક સંકટ આવેછે તે મુજબજ અહિલ્યાબાઈની સ્થીતી થઇ, અહિલ્યાબાઈ ઉપર જે સંકટો પેહેલાં પ્રાપ્ત થયાં તેહેમાંથી મુક્ત થવા તેણીયે જે ધૈર્ય તથા શાંતી ધારણ કરી તે વિશે પહેલાંજ કહ્યું છે, તેવાજ પ્રકારનું તેણીની કાર્કિર્દી ની આખરે ફરી હૃદયસ્ફોટ કરવા સરખું એક દુઃખકારક વર્તમાન બન્યું. એણીનો એકજ છોકરો જે માલેરાવ તેહેના

દુઃખદાયક મર્ણનું વૃતાંત પહેલાં કહ્યુંજ છે. માલેરાવ શિવાય અહિલ્યાબાઇને મુક્તા એ નામની એક કન્યા હતી તેહેનું લગ્ન યશવંતરાવ પાનસે કરીને એક ઇંદોરમાં સરદાર હતો તેહેની સાથે કર્યું હતું, અને તેહેને નથોબા એ નામનો એક પુત્ર થયો હતો. એ પુત્ર લાયક ઉમરમાં આવી મહેશ્વરમાં ઓચીંતો મર્ણ પામ્યો. આગળ પુત્રના શોકથી બાર મહીને પુત્રનો બાપ પણ મર્ણ પામ્યો ત્યારે મુક્તા બાઇએ પોતાના ધણી સાથે સહગમન કરવાનો નિશ્ચય કર્યો અને વરના મુદડા પાસે બેસી તે મુડદુ બાળવા લઇ જવા દે નહીં. બધાયે તેણીને બહુ આગ્રહથી એમ ન કરવા સલાહ તથા ઉપદેશ કર્યો, પણ તેણીયે પોતાનો કરેલો નિશ્ચય છોડયો નહીં, ત્યારે અહિલ્યાબાઇ જો કે જમાઈના શોકથી ઘણી દુઃખીત્ત થઇ હતી તોપણ ધૈર્ય પકડી પોતાની એકજ પુત્રીયે પોતાની પાસે નીરંતર રહી પોતાના જીવમાં જીવ છે ત્યાં સુધી તેણીના સહવાસના સુખનો અનુભવ લેવો એ હેતુથી એ ઉપદેશ કરવા લાગી. તેણીના ઉપર જબર જસ્તી કરી નહીં એટલુંજ નહીં પણ પુત્રીયે સતી ન થવું ને જીવ આપવાનો વિચાર છોડી દેવો માટે સદ્ગુણી અહિલ્યાબાઈયે રાજ અધિકારના સબંધથી તથા મા એ સંબંધથી જે જે ઉપાય કરવાના તે તે બધા કરી જોયા, પણ તેથી કાંઈ વળ્યું નહીં. આખરે અહિલ્યાબાઇયેજ તેણીના પગ ઉપર માથુ મુકી વિનંતી કરે કે જો તાહારી ભગવાન ઉપર ભક્તિ હશે તો મને આ સંસારમાં એકલી નીરાશ્રીત છોડી જઈશ નહીં. મુક્તાબાઇનો અહિલ્યાબાઇ ઉપર જો કે પ્રેમ હતો અને જોકે એ મનની બહુ કોમળને મમતાળુ હતી તોપણ તેણીયે આ પ્રસંગે શાંત રીતે નિશ્ચયથી ઉતર વળ્યો કે, મા ! તાહારો

વપ્રાપકાળ થયો છે અને થોડાક વર્ષમાં તાહારા ધાર્મીક આત્માની સમાપ્તી થશે. માહારૂં એકનું એક છોકરૂં તથા મારો પતી એ મને છોડી ગયાછે, ને આગળ તું પણ જઈશ એટલે આ જીવ મને જડ થયા વગર રહેશે કે ? એ માટે આગરૂથી એ મુકવાનો જે વખત હાલ મને દુર્દૈવથી પ્રાપ્ત થયેલો એ માત્ર ફરી આવનાર નથી તો જો તું માહારી માછે અને મને આજ સુધી લાડ લડાવી વાહાલ પણાથી જે જે હું બોલીને કર્યું, તે તે બધું તેં માન્ય કરી લીધું છે, તો હવે આજ માહારી આખરની વિનતી છે તે તું પૂર્ણ પણે માન્ય કરીશ એમ હું આશા રાખુંછું. હવે ધણીયે મુક્તાબાઇની સમજુતી કરી તોપણ તે નિષ્ફળ જનારછે એમ સમજીને મુક્તાબાઈના બોલવાથી ગદગદીતને વિભળ મન થઇ અહિલ્યાબાઇયે, બેન તાહારા નિશ્ચય પ્રમાણે કર એમ મોંમાંથી અક્ષરો કાઢતાં આંખોમાંથી ધડધડ આંસુની ધારા નીકળવા માંડી, અને આખરનો ભયંકર સમય પોતાની આંખોથી જોવાનો નિશ્ચય કર્યો. અહિલ્યાબાઇની પરવાનગી થતાંજ સહગમનના સાહીત્યની બધા તૈયારી કરવા લાગ્યા, તથા મુક્તાબાઇ પણ સમાધાન મન કરી તૈયારીમાં લાગી. તેણીયે સ્નાન કરી તમામ અલંકાર પોતાના શરીર ઊપર સજી ઊંચુ લુગડું પેહેરયું, ને કપાલે કંકુની પીયર કરી આંખોમાં કાજળ ઘાલી પોતાના જે સગા, ભાઇયો ઇસ્ટમીત્ર વડીલો વીગરે ને નમસ્કાર કરી સહગમન કરવાની પરવાનગી લીધી, અને વરનું મુડદું બાહાર નીકળ્યું તેહેની સાથે પોતે ચાલી, રસ્તામાંથી જતાં પોતાના અંગ ઉપરના અલંકાર બ્રાહ્મણની સ્ત્રીઓને એકેક કાઢી ધર્મ આપતી ગઇ. અગ્નિ સંસ્કારને ઠેકાણે મુડદું ગયા પછી, ત્યાં વળી બાકી રહેલા અંગ ઉપરના અલંકાર તથા અહિલ્યાબાઈ તરફથી

વધારે વળી દાગીના લઇ તેહેનો સારી વ્યવસ્થા (ખર્ચ) કરી અહિલ્યાબાઇ પણ તેહેની સાથે બાળવાને ઠેકાણે ગઇ હતી. ચીતા રચી વરનું મુડદું ઉપર મુક્યું. મુક્તાબાઇયે પાસે જે લોક ભેગા થયા હતા તે બધાઓને નમસ્કાર કરી તથા આશીરવાદ આપી અહિલ્યાબાઇને સાષ્ટાંગ નમસ્કાર કર્યો, અને બોલી કે મા! જોકે હું આ વખતે તને દુઃખ આપવા કારણ થાઉંછું તોપણ થોડાજ દહાડામાં તું અને હું વૈકુંઠમાં એક ઠેકાણે રહી ચીરકાળ સુખનો અનુભવ લેઈશું માટે હવે મને પરવાનગી આપ; એમ બોલ્યા બરોબર અહિલ્યાબાઈનું -હૃદય છેક ભરાઈ આવ્યું, અને તેણીના મોંમાંથી મનમાં બોલવાનું છતાં પણ કાંઇ શબ્દ નીકળ્યો નહીં, એ મુક્તાબાઇયે જોઇ પોતાને પરવાનગી થયાનું માની હાથમાં કપુરથી ભરેલું પાત્ર લઇ એક કપુરની વડી સળગાવી અને ચીતાની પાસે કપુર મુક્યું હતું તે સળગાવી પોતે ચીતા ઉપર ચઢી અને વર સાથે સુઇ ગઇ, એટલામાં કપુરથી ને બીજા બળવાના પદાર્થથી એકદમ સળગી ભડકો થયો. અહિલ્યાબાઇ ત્યાં ઉભી હતી, તેણીનાથી ના ઉભા રહેવાથી બે બ્રાહ્મણોયે તેણીને બે બાજુયેથી ઝાલી ઉભી કરી હતી. અહિલ્યાબાઇનું જો કે છેક મન ફાટી ગયું હતું તોપણ પેહેલી ઝાળ નીકળતા સુધી ધણી ધીરજ પકડી એ ઉભી રહી, પણ જે વખતે ઝાળનો ભડકો જોયો ત્યારે તેણીનું બધું દેહ ભાન નહીં સરખું થયું, તે પ્રસંગે જે બહુ લોક ત્યાં એકત્ર થયા હતા તેમનાથી પણ દુઃખ સહન ન થવાથી બધાએયે મોંમાંથી એકદમ દુઃખના ઉદ્‌ગાર કાહાડવા માંડયા. તે બધાની ગરબડમાંથા પણ અહિલ્યાબાઇના વીલાપે છેક આક્રોશથી કરેલી ધ્વની સાંભળવામાં આવતી. જમીન ઉપર અંગ નાંખી દેવા સારૂ અંગને આડું અવળું

કરતી ત્યારે જે બે બ્રામણોયે તેણીને ઝાલી ઉભી કરી હતી તે તેમના મોહોટા પ્રયાસથી તેમણે તેણીને પડવા દીધી નહીં, આ પ્રમાણે આક્રોશથી રડતાં તથા વિલાપ કરતાં છતાં બધી ચીતા બળી રાખ થઇ પછી કાંઈ ભાન ઉપર આવી બધા સાથે નર્મદા ઉપર જઇ તેણીયે સ્નાન વીધી કરી પણ પોતાની મેળે ઉભા રહેવાની તેણીના અંગમાં શક્તી રહી નહીં. ત્યારે પેહેલા પ્રમાણે બે બ્રાહ્મણોયે તેણીને બે બાજુયેથી ઝાલી તેવીજ વાડામાં પાછી લાવી મુક્તાબાઇના ધારીષ્ટનું નીશ્ચયનું ને તેણીના ગુણનું વારેવારે વીલાપ કરી વર્ણન કરતી એ શિવાય તેણીના મોંમાંથી એક શબ્દ પણ ત્રણ દિવસ સુધી નીકળ્યો નહીં. તેમજ તેણીનું મન ત્રણ દિવસ સુધી થયેલા દુઃખના ભડકામાં નીમગ્ન રહી તેણીયે ત્રણ દીવસ સુધી મોંમાં પાણી પણ મુક્યું નહીં. એ કહેતી કે, માહારી લાડકી મુક્તાબાઇ બોલીછે તે મુજબ હું ક્યારે સ્વર્ગે જઇશ ને તેહેની સાથે સહવાસ કરીશ.

આ સ્થીતીમાંથી કાંઈ ભાન ઉપર આવ્યા પછી જે પ્રીય કન્યાની સ્થીતી પોતાના દુઃખનો વિષય થયો હતો, તે પ્રીય કન્યાના સ્મારક સારૂ દેવનું મંદીર બાંધવાનું મનમાં લાવી તે બાંધવામાં વિશેષ કાળ ગુમાવી તેહેમાં સમાધાન લેવા લાગી. આ માતૃ ભક્તીના પ્રેમથી જે જે સ્મારક દેવનાં મંદીર બંધાઇ ગયાં અને તેહેમાં જે સારૂ અને ઝીણું કામ થયું છે તેહેવા મનોહર તથા સારાં દેવનાં મંદીરો અર્વાચીન કાળમાં બધા હિંદુસ્થાનમાં થોડાંજ હશે.

આ હકીકત પૈકી કેટલીક હકીકત અહિલ્યાબાઈ પાસે બારમલદાદા કરીને તેણીની શરૂ કાર્કિર્દીથી તે આખર કાર્કિર્દી સુધી તેણીના પ્રેમમાં રહેતા હતા, તેઉએ તથા બી-

જા તે વખતના વૃદ્ધ લોક હતા તેઉએ કહેવા ઉપરથી સર-જોન માલકમ સાહેબ કહેછે કે, આ હૃદય ફોડવા જેહેવો પ્રસંગ જે જગોયે થયો, તે જગોયે વૃદ્ધ ભારમલદાદા સાથે હું ગયો હતો, તે ઠેકાણે દાદાનું હૃદય ભરાઇ આવ્યું હતું. પરંતુ જ્યાં ચીતા રચી હતી તથા પુત્રી સતી થતો વખતે જ્યાં પોતાની માલકણ ઉભી રહી હતી તે જગો બતાવવાના દુઃખમાં તેહેને સંતોષ લાગ્યો એમ દીસે છે. ધર્મને ઠેકાણે દૃઢ હોવાના કારણથી ચાલતી આવેલી રૂઢીથી જે વાત પ-વિત્ર માનવામાં આવી તેહેનું ઉલંઘન જો કે, અહિલ્યાબા-ઇયે કર્યું નહીં તોપણ તે ઉત્તમ સ્ત્રીમાં માણુસ પ્રાણીના માયા મમતા વીગરે સ્વાભાવીક વૃત્તીનો લોપ નહીં થયો હતો એ જોઇ આપણા મનને સંતોષ થાયછે.

અહિલ્યાબાઇની કોઈ સ્તુતી કરે તે તેણીને ભાવતું નહોતું પણ સ્તુતી કરનારનો તે તીરસ્કાર કરી તેહેને પોતા-ના સહવાસમાં પણ રહેવા દેતી નહીં. એક વખતે એક બ્રાહ્મણે બહુ મહેનત કરી એક ગ્રંથ અહિલ્યાબાઈની સ્તુ-તીનો રચ્યો અને તે પ્રસંગ જોઇ બધો તેણીને વાંચી બ-તાવ્યો, એ તેણીયે બધો સાંભળી લઈ ઉત્તર આવ્યો કે, હું અબળા સ્ત્રી પાપીણી છું તે એવી સ્તુતીને યોગ્ય નથી, જો એટલો પરીશ્રમ લેઇ દેવની સ્તુતી પર ગ્રંથ તૈયાર કર્યો હોતતો ગ્રંથ કરનાર ને તથા વાંચનારને કાંઇ શ્રય પ્રાપ્ત થયું હોત. એમ કહી તે પુસ્તક નર્મદામાં નાંખવાનો હુક-મ કરી તે પુસ્તકનો નાશ કરાવ્યો અને ગ્રંથકારનો આ-ગળ વિશેષ પુછપાછ તપાસ કર્યો નહીં. સ્તુતીથી નહીં રાજી થનાર એહેવા પ્રાણી અર્વાચીન કાળે અહિલ્યાબાઈ સરખા-કોકજ જાણવામાં આવે છે.

સર્વ પ્રકારની રાજ સત્તા લોકનું સારૂં માઠું કરવાની

અંગે શક્તિ, સર્વ પ્રકારનું સુખ ભોગવવા વૈભવ, તેમજ પહેલ વહેલું માણુસ સ્થીતી મુજબ જવાનીનું અંગે જોમ છતાં પણ અહિલ્યાબાઇ ઘણી સાદી રીતથી રહી. પતીના મુવા પછી તેણીંયે કોઇ દહાડો પણ રંગીન લુગડાં પહેર્યા નહીં, ફક્ત હમેશ સફેદ સાડી પહેરતી હતી તે પણ કસબી નહીં છતાં સાદી હતી. તેણે અંગ ઉપર અલંકાર કોઈ દિવસ પણ ઘાલ્યા નથી. ફક્ત એક ઝીણા રૂદ્રાક્ષની સોને ગુંથેલી માળા હમેશ ગળામાં ઘાલતી હતી. તેણીયે બીડી બીલકુલ વર્જ કરી હતી, તેમજ એ પલંગ ઉપર સુતી નહી છતાં જમીન ઉપર સુતી હતી.

મુક્તાબાઈ મરી ગઇ તે દિવસથી અહિલ્યાબાઇ બહુ સખ્ત ઉપવાસ કરવા લાગી ને અપવાસના દિવસે પાણી પણ મોંમાં ઘાલતી નહીં. આ પ્રમાણે કરી કાળજીથી તથા શ્રમથી ઝીંજી ઝીંજી અહિલ્યાબાઈ સાઠ વર્ષની ઉમરમાં એટલે સને ૧૭૯૫માં મર્ણ પામી. એણીનો બાંધો મધ્યમ ને બહુ સુડ પાતળો હતો. રંગે થોડી કાળી શાંમળી છતાં સ્વરૂપે બહુ સુંદર હતી એમ નહીં પરંતુ તેણીના ચહેરાની છબી તથા ગંભીર્ય બહુ રમ્ય હતું. બાજીરાવ પેશ્વાની મા એટલે રાઘોબાદાદાની સુંદર પરંતુ દુષ્ટ સ્ત્રી આનંદીબાઈ જે વખતે ધાર આવી હતી ત્યારે અહિલ્યાબાઇની કીર્તી સાંભળી, મત્સર ભાવથી તેણીયે અહિલ્યાબાઈ કેહેવી દેખાય છે તે જોઇ આવવા સારૂ એક દાશી મહેશ્વર મોકલી હતી. દાશી પાછી આવીને કહ્યું કે અહિલ્યાબાઈ આકૃતીયે સુંદર તો નથી, પણ તેણીના મુખ ઉપર સ્વર્ગનું તેજ પ્રકાસે છે, એ સાંભળી સુંદરતો નથી એહેમાંજ સમાધાન પામી આનંદીબાઇયે એટલોજ જવાબ આપ્યો કે સુંદરતો નથી ને? અહિલ્યાબાઇની છેવટની મર્ણ

ની ઘડી સુધી તેણીનો ચેહેરો બહુ રમ્ય (મીઠો સારો) હતો તથા સંસારના તથા રાજ વ્યવહારના હરેક કામે જે સારા પણુ તેણીયે બતાવ્યું તે જાંણે ચેહેરા ઉપર લખ્યુંજ છે એમ જણાતું. તેણીની સ્વાનંદ વૃતી હતી તથા તેણીને કોક વખતે ગુસ્સો આવતો, પરંતુ મુર્ખપણું અગર ગુન્હો જોઇ જ્યારે તેણીને ગુસ્સો ચઢતો. ત્યારે બહુજ માનેલા તથા પાસે રહેનારા માણસો પણુ તેણીના આગળ જવા કંપતા; એટલુંજ નહી પણુ મોહોટા ધૈર્ય વાળા માણુસને પણુ તેણીના મોં તરફ જોવાની દહેશત લાગતી.

હિંદુસ્થાનમાં હાલ સ્ત્રીયોને વિદ્યા શીખવવા વિશે ઘણા ખરા લોકોનો વિચાર થયો છે, પરંતુ અહિલ્યાબાઇને વિદ્યાનો વિશેષ સંસ્કાર હતો. એ જાતે પુરાણુ વાંચી તેમાંથી અર્થ બીજાને સમજાવતી હતી. તથા પુરાણુનો અભ્યાસ એ મોહોટી હોંસથી કરતી હતી. સરકારી કામકાજ કરવામાં એ બહુજ હુંશીઆર ને સમજણી હતી. વીશ વર્ષની ઉમરમાં આવતાં પહેલાંજ તેણીનો પતી મણુ પામ્યો એ દુઃખ છતાં પુત્રના દુર્ગુણુ તથા ગાંડાપણું જણાઈ આવવા લાગ્યું આ વાતોથી તેણીના મન ઉપર દુઃખની બાકી રહી નહીં. અહિલ્યાબાઇ ખરેખરજ અમુલ્ય પ્રાણી હતું. સ્ત્રી છતાં જેનામાં અભિમાન નહીં, ધર્મ વડે છતાં જેણીનામાં છળ નથી, ધર્મમાં બહુજ મન ગયેલું તેથી પ્રજાના કલ્યાણુ શિવાય બીજો વિચાર તેણીના મનમાં આવ્યો નહીં. બહુજ દક્ષતાથી તથા કતૃત્વાથી નિર્વેધ સત્તા ચલાંવતી છતાં તેણીનામાં, નીષ્કપટ, લીનતા તથા માણુસની કૃતી ઉપર સદસદ વિચાર શક્તી જેટલી મજબુત નીતીના તાબામાં બેસી શકે છે તેટલી તે નીતીનો તેણીના ઉપર તાબો અને એટલું છતાં બીજાના કમીપણા

વિશે તથા ચુકો વિશે જેણીની ક્ષમા શીળ નજર તેથી અહિલ્યાબાઈના નામને માળવામાંના લોકોયે સાધુ સંતની યોગ્યતા આપી છે. તથા તે તેણીને ઇશ્વરી અવતાર માને છે, તેણીના ગુણ વિશે બહુજ સાવધગોરીથી જો કે વિચાર કરીયે તોપણ જણાઈ આવશે કે પૃથ્વી ઉપર જે બહુજ પવીત્રવાન માની ચાલવા યોગ્ય એહેવા અધિકારી થાય છે તે પૈકીના ટોળામાંની એ એક હતી એમ કહેવા હરકત નથી. ઐહીક કૃત્યો કરતી વખતે આખરે ઇશ્વરને જવાબ આપવો પડશે એહેવી દ્રઢ બુદ્ધિ રાખવી એથી કહેવા અનુભવ સિદ્ધ લાભ થાય છે. આવાત અહિલ્યાબાઇની ધ્યાનમાં રાખવા જેવું ઉદાહરણ છે.

અહિલ્યાબાઈયે રાજ વ્યવસ્થા સબંધી જેજે બંદોબસ્ત કર્યા તેતે બહુ ઉત્તમ પ્રકારના કર્યા હતા, આ વિશે સરજોન માલકમ સાહેબ કહે છે કે, જેજે લોકોના અહિલ્યાબાઇયે બંદોબસ્ત કર્યા હતા તથા કલમબંદીયો ઠરાવી હતી તેતે લોકો સાથે સરકારી કામમાં મારે પણ બંદોબસ્ત કરવા પડયા તથા કલમ બંદીયો ઠરાવવી પડી. એ કારણથી અહિલ્યાબાઇના રાજ વ્યવસ્થા સબંધે ઝીણા પુરાવા મને મળ્યા છે એ ઉપરથી તેણીના રાજ રીતીના ખરા સ્વરૂપ વિશે બીલકુલ સંશય રહેતો નથી. વળી તે સાહેબ એમ કહે છે કે, પર ધર્મની નીંદા કરનારનો અહિલ્યાબાઇ અતી તીરસ્કાર કરતી અને જે લોક પોતાના ધર્મ મતમાં જુદા હતા તે વિશે એ વિશેષ દયા રાખતી અને સારાસાર વિચાર કરતી હતી.

